# અનુક્રમણિકા


| | | | પૃષ્ટ નં. |
|---|---|---|---|
| ૧ | આમુખ : | સામલદાસ ગાંધી ... | ૫ |
| ૨ | થોડાંક સંસ્મરણો : | કર્નલ ધીલોન ... | ૯ |
| ૩ | સ્મરણાંજલિ | લેખક ... ... | ૧૩ |





| | | |
|---|---|---|
| ૧ | બાલ્યકાળ અને અભ્યાસ ... ... ... | ૩ |
| ૨ | અધ્યાપક તરીકે ... ... ... ... | ૮ |
| ૩ | સમર્થ ધારાશાસ્ત્રી ... ... ... ... | ૧૨ |
| ૪ | રાજકારણમાં પ્રવેશ ... ... ... ... | ૩૨ |
| ૫ | ખેડૂતોની વહારે ... ... ... ... | ૩૫ |
| ૬ | ક્રુમફિલ્ડ કમીટી ... ... ... .. | ૪૩ |
| ૭ | રાષ્ટ્ર સેવાની દીક્ષા ... ... ... ... | ૪૩ |
| ૮ | વડી ધારાસભામાં ... ... ... ... | ૫૫ |
| ૯ | કોમી ઐક્યનો પ્રયાસ ... ... ... ... | ૬૫ |
| ૧૦ | વિરલ જીવન પ્રસંગો ... ... ... ... | ૭૦ |
| ૧૧ | આઝાદ હિંદ ફોજ કેસ ... ... ... | ૭૬ |
| ૧૨ | અવસાનના ઓળા ... ... ... ... | ૧૦૭ |
| ૧૩ | છેલ્લો પરાજય ... ... ... ... | ૧૧૨ |
| | અંતિમ સંસ્કારો ... ... ... ... | ૧૧૫ |
| ૧૪ | એ ખોટ નહિ પુરાય ... ... ... | ૧૧૬ |
| ૧૫ | ભાષણો ... ... ... | ૧૨૨ થી ૨૦૦ |




: પ્રકાશક :
સી. શાંતિલાલની કં. વતી
શાંતિલાલ લક્ષ્મીશંકર પંચોલી
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.



પ્રથમ આવૃત્તિ
૧૯૪૬

કિંમત : ૩–૦–૦



: મુદ્રક :
મગનભાઈ છોટાભાઈ દેસાઈ
શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
સલાપોસ ક્રોસ રોડ,
શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
અમદાવાદ.

# અનુક્રમણિકા


પૃષ્ઠ નં.

૧ આમુખ : સામળદાસ ગાંધી ... ૫
૨ થોડાંક સંસ્મરણો : કર્નલ ધીલોન ... ૯
૩ સ્મરણાંજલિ લેખક ... ... ૧૩





૧ બાલ્યકાળ અને અભ્યાસ ... ... ... ૩
૨ અધ્યાપક તરીકે ... ... ... ... ૮
૩ સમર્થ ધારાશાસ્ત્રી ... ... ... ... ૧૨
૪ રાજકારણમાં પ્રવેશ ... ... ... ... ૩૨
૫ ખેડૂતોની વહારે ... ... ... ... ૩૫
૬ બ્રુમફિલ્ડ કમીટી ... ... ... .. ૪૩
૭ રાષ્ટ્ર સેવાની દીક્ષા ... ... ... ... ૪૩
૮ વડી ધારાસભામાં ... ... ... ... ૫૫
૯ કોમી ઐક્યનો પ્રયાસ ... ... ... ... ૬૫
૧૦ વિરલ જીવન પ્રસંગો ... ... ... ... ૭૦
૧૧ આઝાદ હિંદ ફોજ કેસ ... ... ... ૭૬
૧૨ અવસાનના ઓળા ... ... ... ... ૧૦૭
૧૩ છેલ્લો પરાજય ... ... ... ... ૧૧૨
અંતિમ સંસ્કારો ... ... ... ... ૧૧૫
૧૪ એ ખોટ નહિ પુરાય ... ... ... ૧૧૬
૧૫ ભાષણો ... ... ... ૧૨૨ થી ૨૦૦




## અગત્યનો સુધારો :

પૃષ્ટ : ૧૩ . ૧૧ મી લીટીમાં શ્રી. મહમદઅલી જીન્નાનું નામ છપાયું છે પરંતુ શ્રી. જીન્નાહે સને ૧૯૦૫ માં એમની ધારાશાસ્ત્રીની કારકિર્દીનો આરંભ કરેલો.

પૃષ્ટ : ૭૧ . ૮ મી લીટીમાં 'એરિસ્ટોટલ'ને સ્થાને 'ડાયોજીનીસ' વાચવું.



**આ ગ્રંથના લેખકનાં અન્ય પ્રકાશનો**

...

**સ્વાર્પણ :**
સામાજિક નવનકથા

**સ્નેહ ત્રિપૂટિ :**
નવાયુગનુ માનસ વ્યક્ત કરતી નવનકથા

**સુભાષબાબુ :**
સને ૧૯૩૪ મા પ્રગટ થએલ નેતાજીનુ જીવન ચરિત્ર
(બીજી આવૃત્તિ છપાય છે)

**શહિદ ભગતસિંહ :**
(બીજી આવૃત્તિ ટુંક સમયમાં પ્રગટ થશે)

**... કામવિજ્ઞાન :**







# આમુખ

દેશભક્ત ભૂલાભાઇનું જીવનચરિત્ર એટલે માનવતાની સુગંધનો પુષ્પ ગુચ્છ: જગતે એમના વિરલ જીવનનાં અનેક પાસાં જાણવાનાં સદાય માટે બાકીજ રહેશે ! શ્રી. ભૂલાભાઇ રાષ્ટ્રના એક અતિ મોંઘા માનવી હતા, એમના અવસાન સાથે એક તેજસ્વી વ્યકિતત્વનો લોપ થયો છે !

એમના જીવનની વિવિધ પ્રવૃત્તિઓની પગલીઓ પર ભારતવર્ષના ઇતિહાસની ચિરંજીવ સ્મૃતિઓ અંકાઇ ગઇ છે. 'રાષ્ટ્ર પ્રેમ'ની મોંઘી ભેટ પામીને તેજનો એક અંબાર આથમી ગયો છે ! શીતળ અને સ્ફાટિકસમી માનવતાનો એક વિપૂલ ઝરો સુકાઇ ગયોઃ

ગરીબ ખેડૂતના પુત્ર તરીકે એ જનમ્યા, 'પુરુષાર્થ'નું એક માત્ર ભાથું લઇને એ જીવ્યા, અને મૃત્યુ સમયે એક ચિરંજીવ સ્મૃતિ મૂકી ગયા. સોનાની પાટમાંથી નહિ, ભૂલાભાઇ પ્રગટયા હતા ધરતીની ધૂળમાંથી. પણ ધરતીની ધૂળમાંથી તો બાવળ પણ ઊગી પડે, પણ ભૂલાભાઇના વિકાસે તો એક નવોજ રાહ પકડયો હતો. સો પાંખડીયા કમળ પેઠે, ગુજરાતના ભૂલાભાઇ, જીવનની આખરે એમની પુરુષાર્થી જીવનયાત્રાને પરિણામે સમગ્ર રાષ્ટ્રના લાડીલા બનવા પામ્યાઃ

બાલ્યાવસ્થા યૌવનમાં પલટી, અને અનેક ધબકતા મનોરથોના એક ભરાવદાર ગુચ્છમાં તરૂણ ભૂલાભાઇ પલટાઇ ગયાઃ એમણે સ્વપ્નો સેવ્યાં; પુરુષાર્થ ખેડયો; સંગ્રામો ભોગવ્યા; દર્દના દિવસો અને શોકની રાત્રીઓ વીંધી રહ્યા; પરાજયને ઠોકરે ઉડાવીને વિજયની કલગીને જકડી રહ્યા. ભૂલાભાઇનો આખોય જીવનપંથ ગુલાબનો નહિ કાંટાનો હતો.

ભૂલાભાઇની મહત્તા એમના વજ્ર નિશ્ચયોમાંથીજ વિકાસ પામતી રહીઃ એ કાયદાના પંડીત બન્યા, પણ ભૂલાભાઇનું એ પ્રખર પાંડિત્ય

અંતે રાષ્ટ્રનેજ અર્પણ થયું. બારડોલીની લડત ભુલાભાઇએ પોતાની બનાવી, સ્વરાજ્યની દીપ-જ્યોતની આસપાસ ફરવાના બન્યા, અને એ જ્યોતમાંજ ઝડપાઇ ગયા: એ મરણુ ધન્ય બનવા પામ્યું: એવું મૃત્યુ સૌને મળો !

રાજકારણમાં પ્રવેશ કરતાં પહેલાં ભુલાભાઇનું જીવન રેશમની બીછાત પર વહેતું હતું, પરંતુ માતાની હાકલ બજી, વર્ધાના સંતનો સંસર્ગ થયો, સરદારશ્રી વલ્લભભાઇની પ્રેરણા મળી, અને શ્રી. ભુલાભાઇના રોમરોમમાં દેશભક્તિનો સંચાર થયો: અને વખત આવ્યે 'હસમન મહાલ'નો મુલાયમ અમીર માનવી કારાવાસની ભઠ્ઠીમાં ઉતરી ગયો: વતનની આઝાદીના હરેક કાર્યને ખાતર એની અમીરાઇ અળગી થઇ:

જવલંત દેશભક્તિ, વિપુલ ઔદાર્ય, પ્રખર વક્તૃત્વ, સુકોમળ માનવતા, મુલાયમ વિનોદ-ભુલાભાઇના નામના ચારજ અક્ષરોમાંથી, અનેક સદ્‌ગુણોની એક અમર ફોરમ ચોમેર ફેલાઇ ચુકતી.

ક્રાન્તિનું એક અમર મોજું આવ્યું, અને ઓસરી ગયું. ગુલામીની ઘેરી ઇમારતને એ વિપ્લવની રેલ ઘણીજ જોરથી તોડી રહી. હિંદુસ્તાનની કાળરાત્રી ઉડવાની અણીએ આવી રહી, ઉષાનાં ઝાંઝર રણકી રહ્યાં, અને મુકમ્મીલ આઝાદીના ઝડપભેર ઉગતા વિરાટનાં ગુલાબી કિરણોથી લહેરાતો ભુલાભાઇનો આત્મા હિંદુસ્તાનની આવતી આઝાદીની વધાઇ આપવાને વિદાય થયો:

વિદાય થતા પહેલાં નવી દીલ્હીના લાલ કિલ્લાનું એક અમર ગીત તે છેડી ગયા. યુગોનાં અવસાન થશે, પરંતુ આઝાદ હિંદ ફોજના આરોપીઓના બચાવનામા દ્વારા સ્વ. ભુલાભાઇએ ગાએલું મુક્તિનું અમર ગીત, સ્વાધિનતા પ્રાપ્ત કરવાના જન્મસિદ્ધ હકકોનું મહાકાવ્ય કદી અવસાન નહિ પામે. લાલ કિલ્લામાં શ્રી. ભુલાભાઇએ સર્જેલું એ મહાકાવ્ય આજની અને આવતી કાલની તમામ ગુલામ પ્રજાઓનું

સદાય માટે પ્રેરણા આપનારૂં બનશે. વિપ્લવના હક્ક સમર્થનનું એ ગાન જગતની જાલીમ સત્તાઓને અને એકહથ્થુ શાસકોને સદાય ધ્રુજાવનારૂં બનશે. જગતની ગુલામ પ્રજાઓને ગુલામીની શૃંખલાઓના ભુક્કા ઉરાડવાની તાકાત આપનારા મહાકાવ્યોનો સર્જક અને ગાયક ભૂલાભાઇ માનવતાની સ્મૃતિમાં સદૈવ અમર છે !

આઝાદ ભારતવર્ષને શ્રી. ભૂલાભાઇની ખૂબ ખૂબ જરૂર હતી, એમના વિપૂલ બુદ્ધિ વૈભવની, એમના અદ્‌ભુત વ્યક્તિત્વની, એમના અંતરમાં જ્વલંત બનેલા રાષ્ટ્ર ભાવના ચિરાગની મૈયા ભારતીના મંદિરમાં પડેલી ખોટ ભારતવર્ષ માટે સદાય દુઃખનો વિષય બનશે !

ભરતખંડની આઝાદીના ઉપાસકોમાં શ્રી. ભૂલાભાઇની જીવનસિદ્ધિ સદાય યાદ રહેશે. ભૂલાભાઇની સ્મૃતિને લોપવાની કોઇ કાળની તાકાત નથી, એમનાં જીવનનાં યશસ્વી કાર્યોથી ભૂલાભાઇને આજનું અને આવતી કાલનું રાષ્ટ્ર સદાય નમતું રહેશે ! ભૂલાભાઇને જીવન જીવતાં આવડયું, અને મૃત્યુને શોભાવતાં આવડયું ! એવું જીવન અને મૃત્યુ કિરતારની મહદ્ કૃપા વિના શકય નથી-સંભવિત નથી.

શ્રી. ભૂલાભાઇના જીવનના પ્રસંગો અંચાકારે મૂકવાનો ભાઇશ્રી ભદ્રકુમાર યાજ્ઞિકનો પ્રયાસ સાચેજ આવકારપાત્ર છે, અતિ થોડા સમયમાં શકય સામગ્રીઓ એકત્ર કરવાનો લેખકનો શ્રમ તો ત્યારે સફળ થયો લેખાય કે જ્યારે શ્રી. ભૂલાભાઇનું જીવન અનેકને પ્રેરણા આપવા શક્તિમાન બને, શ્રી. ભૂલાભાઇનું અતિ વિસ્તૃત જીવનચરિત્ર, એમનાં તમામ વ્યાખ્યાનો અને લેખોના સંગ્રહ સાથે પ્રગટ થાય એ ખૂબ જરૂરી છે.

દીનકર ભુવન
૧૧ મો રસ્તો, ખાર.

સામળદાસ ગાંધી



ગુજરાતનું નામ ઉજાળું કરનાર બે સપૂતો : સરદારશ્રી અને સ્વ. ભૂલાભાઇ

# થોડાંક સંસ્મરણો:

[ લેખક: કર્નલ. જી. એસ ધીલોન. ]

જીવનમાં ક્યારેક ક્યારેક માનવીને એવા સમાચાર સાંભળવા પડે છે જે સાંભળીને એની માનવ લાગણીઓ—એની વિચાર શકિત બ્હેર મારી જાય છે. કોઇકવાર એ સમાચાર અની હર્ષના હોય છે તો કોઈકવાર ન માની શકાય એવા દુઃખદ સમાચાર માનવીના મન પર ખુબ ઘેરી અસર મુકી જાય છે. હું મારા 'એપેન્ડીક્સ'નું ઓપરેશન કરાવીને સર ગંગારામ હોસ્પીટાલના એક વોર્ડમાં પડયો હતો. અને શ્રી ભુલાભાઇ દેસાઇના અવસાનના સમાચાર મને સંભળાવવામાં આવ્યા. માન્યામાં ન આવે એવી આ વાત હતી. એમના મરણની હું કલ્પના પણ ન કરી શકયો. અને છેક બીજીરાત સુધી એમના સુપુત્ર ધીરૂભાઇને આશ્વાસનનો સંદેશ પણ મોકલવાનું મારાથી અશકય બની ગયું. દેસાઇના અવસાનના સમાચારે મને ભાન ભુલ્યો બનાવી દીધો હતો. ભુલાભાઇ કદિયે ભુલાંઇ જાય? ના! એ કલ્પનાયે મને અકળાવી મારે છે....

'ઠીક હૈ' 'કુછ ફીકર નહી,' 'યેતો હોહી જાયેગા' 'મામુલી બાત હૈ' આ મહાન વીભૂતિનો હું વીચાર કરું છું અને આ વાકય મારે કાને અથડાય છે આ નાના શબ્દો વા નાના વાકયોમાંથી ટપકતાં હીંમતઅને વીશ્વાસનો રણકાર હજુએ મારા રોમાંચ ખડા કરી જાય છે. હોઠપર સહજ એવા સ્મિત સાથે તેઓ આ શબ્દો ઉચ્ચારતા અને આપણને વીશ્વાસ બેસી જતો કે. કંઇએ સાંભળ્યા વીના એમણે બધું સમજી લીધું છે. આવી નાની વાતોમાં એ વધુ સમય વીતાવવા માંગતા નથી. એમની આગેવાની નીચે 'આઝાદ હિંદ ફોજ'નો કેસ લડનાર બીજા ધારાશાસ્ત્રીઓ તો આ શબ્દોથી મુળથીજ પરિચિત થઇ ગયા હશે.

વીતેલા છેલ્લા થોડાક દીવસોમાં પક્ષો કે રાજ્યકારણના મતભેદો ને લક્ષમાં લીધા વીના હિંદના મહાનુભાવોએ હિંદના આ મહાન આત્માને એક સરખી રીતે અંજલીથી વધાવ્યા છે. પૂરાવ નહી એવી આખોટથી પ્રજા આખી એમના મૃત્યુ પાછળ શોકમાં ગરકાવ બની છે. શોકની આ ઘેરી છાયામાં પણ મારૂ મન મને એ દીવસોની યાદમાં ખેંચી જાય છે. જ્યારે અમારી ચાલનારા કેસની સત્તાવાર જાહેરાત થઇ હતી. અને જ્યારે અમે ત્રણ કેદીઓ ને દીલ્હીના એ અઇનિહાસીક લાલ કિલ્લામાં દેસાઇજી પહેલ વહેલા મલ્યા હતા. ચહેરાપર એમની એ દીવ્ય કાંતિ બાજુએ મુકીએ તો મારી આંખો તો એમના વીશાળ લલાટ પર અવ્યવસ્થિત પણ કલામય રીતે રમતા એમના ધોળા વાળ પર ચોંટી હતી. આવા ગાઢ અને છતાય આટલા સુંવાળા વાળ મેં તો પહેલીજ વાર જોયા હતા.

પહેલી ત્રણચાર મુલાકાતો દરમ્યાન તો દેસાઇજી કંઇજ બોલતા નહોતા. આ સમય દરમ્યાન તેઓ શાંત ચીતે અમને ત્રણેને સાંભળતા. પછી એક દીવસ અમને બધાને ઉદ્દેશીને એમણે કહ્યું. "તમારા કેસનો આખો ચીતાર તો મેં મેળવી લીધો છે. બાકીની નાની નાની વીગતો તો સહેલાઇથી પુરી લેવાશે. પરતું હું આ કેસનું કાર્ય હાથ ધરૂં એ પહેલાં મારે તમારી પાસે જાણી લેવું જોઇએ કે હું આ કેસ હાથમાં લઉં એમ ખરેખર ઇચ્છો છો કે પછી હું મારી જાતને તમારી પર ઠોકી બેસાડૂં છું અને જો તમો મને આ કાર્ય હાથમાં સોંપવા માગતા હો તો પણ મારે બીજી વાત એ જાણવી છે કે આ આખા કેસ અને તમારી અંગત સલામતિ એ બે વચ્ચે તમે કેટલે અંશે સમાધાન કરવા રાજી છો?"

કેપ્ટન જનરલ શાહનવાઝે અમારા તરફથી ઉત્તર આપતા કહ્યું સાહેબ, જ્યારે અમે આઝાદ હિંદમાં જોડાયા ત્યારેજ અમે અમારા જીવનને 'ફોજ'ની સફળતા, નીષ્ફળતા સાથે જોડી દીધાં હતાં. આજેય અમારી એ તમન્ના ઉભી છે. એવીજ અટળ અને અડગ.

અમારી ફરજ બજાવતા બજાવતા મોતની તકે ઝડપી લેવા અમે અમારા બધા પ્રયાસો કરી છુટયા છીએ. પરંતુ એ ન આવ્યું. અમારા નેતાજી અને અમારી આઝાદ હિંદ ફોજના નામનું ગૌરવ તો જળવાવુંજ જોઇએ અને એમ કરતા આ ત્રણ જીંદગી જોખમાય તો એ ન્યાયીજ હશે એને માટે કોઇ અફસોસની જરૂર નથી."

જવાબમાં દેસાઇજી બોલ્યા. "તમારા આ શબ્દોએ સાચેજ મને ખૂશ કર્યો છે. નહી તો રાજા સામે લડાઇ જાહેર કરવાના પહેલાજ આરોપ માટે તમારો બચાવ કરવાને બદલે હું જ તમને ફાંસીએ લટકાવત. પરંતુ હવે એ ચીંતા નથી. મુખ્ય આરોપજ આ છે. જાહેર કરાયેલા તમારી સામેના બીજા આરોપોની બહુ ચીંતા કરવાની જરૂર નથી. મુખ્ય આરોપના એતો ભાગ માત્ર છે. ત્યારે હું માની લઉં છું કે તમારો કેસ એ 'આઝાદ હિંદ ફોજ' નો જ કેસ છે. એના બધાય તબકકાઓ અને એમા જોડાએલા તમામ નો આ કેસ હશે. અલબત આમાં તમારા ત્રણનો વ્યકિતગત બચાવ નહિજ વિસરાય. તમારી જિંદગી અમારે મન તો ખુબજ કિમતી છે. જો તમને મારામાં વિશ્વાસ હોય તો મહાત્માજીએ કહ્યું છે તેમ "બધુય મારા પર છોડી દો."

—અને એમજ થયું. બધીયે વાત અમે એમના અને એમના સાથીદારો પર છોડી દીધી. સિવાય કે કયારેક કયારેક અમે જરૂરી માહિતીઓ એમને પહોંચાડતા અને આ કામ તો ચાલુ અદાલતે પણ ચીઠ્ઠીઓની કાપલીઓ–અને ધીમા ગણગણાટ દ્વારા ચાલુ રાખ્યું હતું. આખોય કેસ કેમ ચાલ્યો એ તો આજે હિંદનો સામાન્યમાં સામાન્ય માણુસ જાણતો થઇ ગયો છે. વાસ્તવમાં તો કેસમાં બચાવ નહોતો થયો. કેસ લડાયો હતો. અમારી યુદ્ધ ભાષામાં કહીએ તો 'આક્રમણ એજ સૌથી સરસ બચાવ કહેવાય." અને દેસાઇજીએ બરાબર આજ વ્યુહ રચના સ્વીકારી હતી. અદાલતનો હોલ તો જાણે લડાઇનું મેદાનજ ભાસતુ. હતું જ્યાં અમારી ફોજ લડી રહી હતી. જેને સરકાર પક્ષ તરફથી ગુન્હો કહેવામાં આવતો તેને દેસાઇજી 'હક' ગણાવતા.

અદાલતના હોલમાં પોતાની ખુરશી પર બેઠા બેઠા તેઓ અદાલતનું કામકાજ સાંભળતા હોય, મહત્વના મુદ્દાઓનું નીરીક્ષણ કરતા હોય, સાથેજ નિડર વ્યક્તિત્વ દાખવતા પોતાના લલાટ પર એક હાથ ફરતો હોય અને ત્યારબાદ એકાએક પોતાના હરીફ ધારાશાસ્ત્રીના કોઈ મુદ્દા પર વિરોધ ઉઠાવવા કૂદી પડે...આ બધુ જોવાની તક એ ખરેખર દુર્લભ છે. મને દુખ એ વાતનું છે કે હવે કદાચેય ફરીથી આ જોવાનું નહિ મળે.

એમના હરીફને કેસ દરમ્યાન પોતાની ચબરાકીથી એમણે ઘણીએ વાર અદાલતમા મૂર્ખ બનાવ્યા હતા. જ્યારે દેસાઇજીના પ્રવચન દરમ્યાન અંગ્રેજ સર એન્જીનિયર એમની ભૂલો પુનવાર કરવામાં સફળ નીવડ્યા હતા આવો એકજ બનાવ મને યાદ છે. જ્યારે દેસાઇજીએ જજ એડવોકેટના સમર્થનને ખેલદીલીથી વધાવી લઇ "હા ફરીયાદની માટેની ભૂલ છે" એમ કહી પોતાનુ સ્થાન હસતા હસતા લઇ લીધુ હતુ.

કેસ દરમ્યાન વારવાર એમની કટાક્ષ શક્તિનો એમણે પરિચય કરાવ્યો હતો અદાલતમાનો પોતાનો મોભ્ભો ધ્યાનમા રાખીને કેટલીયે વાર અવનવા કટાક્ષોથી અદાલતને એમણે નવાજી હતી ખુબજ દલીલો કરવા છતાં જજ એડવોકેટ જ્યારે કેટલાક મુદ્દાઓ ઉપરનુ પોતાનું મંતવ્ય ન બદલતા ત્યારે પોતાની બેઠક લેતા તેઓ આ અર્થનું કંઇ બોલતા "અહી હુ તમને કાનુન શીખવવાનો દાવો નથી કરતો પરંતુ ફક્ત તમે સિધી રીતે ન્યાય તોળી શકો એ માટે તમને મદદ કરવાની મારી ફરજ બજાવવાજ હું તો આવ્યો છું."

પરિસ્થિતિની જરૂરિયાત પ્રમાણે તેઓ પોતાના મિજાજને અંકુશમાં રાખી શકતા ખુબજ ગુસ્સે થઇ જવાની પળે એક સ્મિતમાં તમામ રોષ ઠાલવી નાખતા મેં તેમને જોયા છે. પરંતુ આ બધુય છતાં માનવીના ગુણાવગુણોને પણ મર્યાદા હોય છે એમણે પોતાના બચાવ પ્રવચનને સમેટી લેતા કહ્યુ હતું "આ સિવાય વધુ મારે કઇ કહેવુ નથી ન્યાય તોળવો હવે તમારે હાથ છે."



રાજકોટના સત્યાગ્રહીઓને અભિનંદવા તા ૨૮–૧૨–૩૮ ની સાંજે આઝાદ મેદાનમાં મળેલી જાહેર સભામા સ્વ. શ્રી ભૂલાભાઈ અને આ ગ્રંથના લેખક

## :સ્મરણાંજલિ:

'માનવતા'ની વ્યાખ્યામાં જે કંઇ શુભ તત્ત્વોનો સમાવેશ કરી શકાય એ તમામ તત્ત્વોના સુભગ સમુચ્ચય સમા શ્રી. ભૂલાભાઇના અવસાનથી સૌથી વધુ મોટી ખોટ 'માનવતા'ના પૂજકોને પડી છે।

સ્વ. શ્રી. ભૂલાભાઇની અનેક શક્તિઓમાં સૌથી વિશેષ શકિત 'માનવતા'ની જાળવણીની હતી, મૃત્યુની અંત પળ સુધી એમણે એમનું સૌજન્ય અને સહૃદયતા જાગતી રાખ્યાં: એમ કરીને એમણે ખૂબ આત્મભોગ આપ્યો, અને પોતાના સ્વભાવની ઉમદા ખાત્રી આપી ગયા.

શ્રી. ભૂલાભાઇના સંસર્ગમાં આવવાના ચાર પાંચ પ્રસંગો મને મળેલા, એમના અતિ વ્યવસાયી જીવનમાંથી થોડોક સમય–થોડીક પળો તેઓ વિના સંકોચે કાઢતા, અને બધુંજ સમજી સાંભળીને માર્ગદર્શન કરતા. એમના સ્વભાવની એ એક ઉમદા બાજુ હતી. નાનામાં નાના માણસને પણ માનપૂર્વક સાંભળીને પોતાનાથી શક્ય હોય તે તમામ રીતે મદદ ભૂત થવાની એમની હંમેશાં તૈયારી હતી.

વર્ષો પહેલાં રાજસ્થાની પ્રજાના પ્રશ્નોમાં હું રસ લેતો, એ દરમ્યાન બે ત્રણ વખત શ્રી. ભૂલાભાઇનું માર્ગદર્શન ગુજરાતનાં રાજ્યોની પ્રજાના હિત માટે ખૂબ ઉપયોગી થઇ પડેલું: માણસાના ખેડૂતોનો સત્યાગ્રહ, અને ખંભાતના વેપારીઓની લડત પ્રસંગે એ રાજ્યોનાં પ્રજામંડળોના પ્રતિનિધી તરીકે શ્રી. ભૂલાભાઇના સંસર્ગમાં આવવાનું મને સદ્‌ભાગ્ય સાંપડેલું, માણસા અને ખંભાતની પ્રજા લડતોમાંથી ઉપસ્થિત થયેલા કેટલાક બંધારણીય અને કાનુની સવાલોમાં સ્વ. શ્રી. ભૂલાભાઇની સલાહ ખૂબજ કીમતી થઇ પડેલી હોવાનું મને યાદ છે.



સને ૧૯૩૮ નો એક પ્રસંગ યાદ આવે છે, કેટલીક વાર શ્રી. ભૂલાભાઇ સામાન્ય વાતચીતમાં ભવિષ્ય ભાખી શકતા. એ સત્યની પ્રતિતિ કરાવતો આ પ્રસંગ છે. રાજકોટના પ્રજાજનોની લડત દરમ્યાન મુંબઇથી મોકલાવાયેલી સત્યાગ્રહી ટુકડીઓના એક સેનાની તરીકે મારે રાજકોટ જેલમાં જવું પડેલું, રાજકોટ સત્યાગ્રહના વિજય પછી રાજકોટથી વિમાનદ્વારા મુંબઇ આવેલા સરદાર શ્રી. વલ્લભભાઇ પટેલ, શ્રી. મણીબેન પટેલ, શ્રી. શામળદાસભાઇ વગેરે સાથે હું પણ હતો. મુંબઇ પ્રાંતિક સમીતીના પ્રમુખ તરીકે સ્વ. શ્રી. ભૂલાભાઇએ તા. ૨૭-૧૨-૩૮ ની સાંજે અમારૂં સૌનું સ્વાગત કર્યું, ત્યારે જુહુના એરોડ્રામ પર સ્વ. શ્રી. ભૂલાભાઇએ સ્મિતહાસ્ય કરતાં મને કહેલું ! "કેમ, વિજય તો મેળવી આવ્યા ! પણ વીરાવાળા રાજકોટની પ્રજાને ઝંપવા દેશે ! આ દરબારો (!) આજ બોલીને આવતી કાલે ફરી જવામાં એક્કા છે !" સ્વ શ્રી. ભૂલાભાઇ તો સ્વાભાવિક રીતે આ વાક્યો સાવ સાદાઇથી ઉચ્ચારતા હતા, તેના જવાબમાં મેં માત્ર આગળ ચાલતા સરદારશ્રી તરફ ઇશારો કરીને મૌન સેવ્યું, એ પછી સને ૧૯૩૯ ના આરંભમાં રાજકોટમાં બનેલા બનાવો પછી પુનઃ એકવાર શ્રી. ભૂલાભાઇને એક જાહેર સમારંભમાં મળવાનું થયુ: અને એમણે જુહુ પર મને કહેલા શબ્દોની યાદ આપતાં મેં કહ્યું કે "આપે તો અગાઉથી જ ભવિષ્ય

ભાખ્યું હતું.!" આના જવાબમાં શ્રી ભૂલાભાઇનું વિરલ સ્મિત ઝળકી રહ્યું.

શ્રી. ભૂલાભાઇને પ્રથમવાર મળનાર વ્યક્તિ પણ એમનો હંમેશનો ગુણપૂજક બની જાય એવું વિશિષ્ઠ સૌજન્ય એમનામાં હતુઃ દેશભક્તિના ધમંડમાં રાચતા આપણા અનેક નાના મોટા દેશભક્તો અને સમાજ સેવકો શ્રી. ભૂલાભાઇના જીવનમાં આગળ તરી આવતાં સૌજન્ય અને સદ્‌વિવેકના ગુણો પોતાના જીવનમાં ઉતારે તો જાહેર જીવનમાં આલ્હાત ખુશબો ફેલાવા પામે.

શ્રી. ભૂલાભાઇનું જીવન ચરિત્ર આલેખવાનો મારો આનમ્ર પ્રયાસ સદ્‌ગત પ્રત્યેની મારી નમ્ર લાગણીઓના પ્રતિકાર રૂપે છે, થોડાંક પૃષ્ટોમાં વિરાટ વ્યકિતત્વ ધરાવતી વિભુતિનું જીવન ચરિત્ર સમાવવાનું શક્ય નથી, અને એ દૃષ્ટિ એ મારો આ પ્રયાસ સંપૂર્ણ નથી, એવું મને ભાન છે. શ્રી કનૈયાલાલ મુનશી કે ભાઇશ્રી ચદ્રવદન મહેતા જેવા. સ્વ. શ્રી ભૂલાભાઇના નિકટ સંસર્ગમાં આવેલા સાક્ષરો માટે સ્વ. શ્રી ભૂલાભાઇનું વિસ્તૃત જીવનચરિત્ર આલેખવાનુ હજી બાકી જ રહે છે.

એક સમર્થ ધારાશાસ્ત્રી, ઉપરાંત શ્રી. ભૂલાભાઇ પ્રથમ પંકિતના રાષ્ટ્રસેવક હતા, રાષ્ટ્રીય મહાસભાના આદેશ અનુસાર એમણે એમની શક્તિઓ રાષ્ટ્રના ચરણે ધરી હતી એમની ચિરંજીવ સેવાઓની સ્મૃતિ જળવાઇ રહે એવું સ્મારક રાષ્ટ્રના ગૌરવમાં વૃદ્ધિ કરશેઃ શ્રી. ભૂલાભાઇના સ્મારકની વાતો ભૂલાઇ જવામાં રાષ્ટ્રનું ગૌરવ ઝાંખું થશે. શ્રી. ભુલાભાઇની સ્મૃતિ સજીવ રાખે તેવું સ્મારક યોજવાનો ધર્મ એમના મિત્રો ઉપરાંત મુંબઈના નાગરિકો અને મહાસભાના અગ્રણીઓનો પણ છે.

મુંબઈમાં ગ્યેગ્ય સ્થળે વ્યાખ્યાન મંદીર કે પુસ્તકાલયની યોજના કરીને અથવા બીજા કોઇ પણ પ્રકારે શ્રી. ભુલાભાઇની યાદ તાજી રહે એવા પ્રયાસો કરવાનું મુંબઇના અગ્રણીઓ માટે અશક્ય નથી.

અંતમાં આ ગ્રંથ તઇયાર કરવામાં સહાનુભુતિપૂર્વક માર્ગદર્શન કરનાર 'વંદેમાતરમ'ના અધીપતિ અને મારા મુરબ્બી શ્રી શામળદાસ ગાંધી, સ્વ. શ્રી. ભુલાભાઇના પુત્ર શ્રી. ધીરૂભાઇ દેશાઇ, તેમજ શ્રી. યજ્ઞેશ શુક્લ નો આભાર માનું છું.



દેશભક્ત સ્વ. શ્રી. ભૂલાભાઇ દેસાઇ

# ૧: બાલ્યકાળ અને અભ્યાસ

ધરતીના ધાવણ ધાવીને જીવનનિર્વાહ કરનારા નિર્ધન ખેડૂત કુટુંબમાં જન્મ પામીને જગતમાં અમર કીર્તિ પ્રાપ્ત કરનારા મેધાવિનોમાં શ્રી. ભૂલાભાઈ દેસાઈનું નામ પ્રથમ હરોળમાં સ્થાન પામે એટલી એમની જીવનસિદ્ધિ અવશ્ય છે.

તીવ્ર બુદ્ધિપ્રભા અને પ્રગલ્ભ જ્ઞાનના ઓજથી આકર્ષક બનેલા સૌજન્યથી મઢાયેલું વાક્પાટવ: ઉપરાંત પ્રતિસ્પર્ધી કે શત્રુને પણ મુગ્ધ કરનારી મીઠી જબાન તેમજ નિરાડંબરી વર્તાવ: આ અપૂર્વ શક્તિઓનો સમુચ્ચય એટલે શ્રી. ભૂલાભાઈ દેસાઈ.

મશરૂની તળાઈમાં જન્મ પામવાનું સુભાગ્ય એમને સાંપડ્યું નહોતું, પિતાનાં યશ કે ઓળખાણનો લાભ લેવાનું એમના ભાગ્યમાં લખાયું ન હતું: ઓક્સફર્ડ કે કેમ્બ્રીજની વિદ્યાપીઠોમાં અભ્યાસ કરવાની એમને તક મળી ન હતી, કેવળ સાદા અને ચારિત્રશીલ માતાપિતાની હૂંફ અને અતિ સામાન્ય સંજોગોમાં બાલ્યકાળ પૂરો કર્યા પછી કેવળ પરિશ્રમ અને પુરુષાર્થથી શ્રી. ભૂલાભાઈએ જીવનમાં યશ અને શ્રીની પ્રાપ્તિ કરી હતી.

## જન્મ

સુરત જિલ્લાના વલસાડ તાલુકાના એક નાનકડા ગામ ભદેલીમાં સને ૧૮૭૭ના ઓક્ટોબર માસની તા. ૧૩ મી [સંવત ૧૯૩૩

ના આમો વદી સાતમ]એ શ્રી. ભૂનાભાઈનો જન્મ થયો) એમના પિતાશ્રી જીવણજી દેસાઈ પોતાની થોડીક જમીનની ખેતી ઉપર દેખ રેખ રાખવા ઉપરાત તાનુકાની અદાલતમા વકીલાતનુ કામકાજ કરતા, ખેતી અને વકીલાતની આમદાનીમાંથી જ કુટુબનિર્વાહ થતો તાનુકાના અન્ય વકીલો કરતા શ્રી. જીવણજી દેસાઈ એમના કાયદાની આંટીઘુટી સમજવાની શક્તિને કારણે અસીલોમા સાગ પ્રમાણમા પ્રિય હતા અનાવિલ જ્ઞાતિમા (શ્રી જીવણજી દેસાઈનું કુટુબ પ્રથમ પક્તિના કુટુબોમા લેખાતુ, એ રીતે કુટુબના મોભાને અનુરૂપ બનવાની શ્રી જીવણજી ખાસ કાળજી રાખતા)

શ્રી ભૂલાભાઈના જન્મ પહેના જન્મેના બધા બાળકો છેક બાળપણમા અવસાન પામેના, પરતુ શ્રી ભૂનાભાઈએ મૃત્યુને પણ ભુનાવામા નાખી દીધુ છે, અને 'હવે એ જીવશે જ' એવી કઈક દૃઢ માન્યતાથી શ્રી જીવણજી દેસાઇના વૃદ્ધ માતાએ બાળકનુ નામ ભૂનાભાઇ રાખેલુ)

## પ્રાથમિક શિક્ષણ

(શિક્ષણ અને સસ્કારની કિમત સમજનાર શ્રી જીવણજી દેસાઈએ બાનપણથી જ પુત્રમા અભ્યાસની હોશ પારખી લીધી ભદેલી ગામમા પ્રાથમિક શિક્ષણ પૂરુ થયા પછી શ્રી ભૂનાભાઇને અગ્રેજી સ્કુનમા દાખન કર્યા ભદેલીમા અગ્રેજી શાળા જ ન હતી, એ સજોગોમા રોજ વહેલી સવારે નિત્યકર્મથી પરવારીને ભદેલીથી ચાર માઈલ ચાલીને વનસાડ જવાનુ હતુ. લાગનાગટ પાચ વર્ષ સુધી શ્રી ભૂનાભાઈએ વલસાડની અગ્રેજી શાળામા અભ્યાસ કરીને અગ્રેજી પાચ ધોરણનો અભ્યાસ પૂરો કર્યો વનસાડમા એથી વધુ અગ્રેજી અભ્યાસની સગવડ ન હતી પાચ ધોરણથી વધુ અભ્યાસ કરનારાઓએ સુરત, વડોદરા કે મુબાઈ જવુ પડતુ

(અગ્રેજી પાચ ધોરણોના અભ્યાસ દરમ્યાન એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે શ્રી ભૂનાભાઇએ શિક્ષકોના અને સહાધ્યાયીઓના

સન્માન પ્રાપ્ત કરેલાં, અભ્યાસ માટેનાં ખંત અને ચીવટથી ઉત્સાહિત બનીને શ્રી. જીવણજી દેસાઈએ પુત્રને મુંબાઈ મોકલવાનો નિર્ણય કર્યો, અને સને ૧૮૯૦ના અરસામાં અંગ્રેજી છઠ્ઠા ધોરણનો અભ્યાસ કરવા શ્રી. ભૂલાભાઇ મુંબાઈ આવ્યા.

## મુંબાઈમાં અભ્યાસ

મુંબાઈમાં શેઠ ગોકુલદાસ તેજપાલ બોર્ડીંગમાં રહીને એમણે હાલ ધી ભરડા ન્યૂ ઇંગ્લીશ હાઇસ્કુલ તરીકે ઓળખાય છે તે સ્કુલના છઠ્ઠા ધોરણમાં પ્રવેશ મેળવ્યો. એ વખતે એ સ્કુલ ન્યુ હાઇસ્કુલના નામથી જાણીતી હતી. ન્યુ હાઇસ્કુલમાં એમની તીવ્ર બુદ્ધિ અને અભ્યાસની હોંશને પરિણામે શિક્ષકોના પ્રિય થઈ પડયા અને સને ૧૮૯૩માં મેટ્રીકની પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થયા.

સોળ વર્ષની વયે મેટ્રીકની પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થયા પછી તેઓ એલ્ફીન્સ્ટન કોલેજમાં દાખલ થયા. મેટ્રીકમાં અભ્યાસ કરતા હતા તે દરમ્યાન પિતાના આગ્રહને વશ થઇને શ્રી. ભૂલાભાઇએ લગ્ન માટે સંમતિ આપેલી. સને ૧૮૯૨માં સૌ. ઇચ્છાબેન નામનાં એમની જ જ્ઞાતિનાં એક સરળ અને સાદા સ્વભાવવાળાં યુવતી સાથે વિધિપૂર સર લગ્ન કરેલાં. લગ્ન પછી એમણે એમનું તમામ ધ્યાન અભ્યાસ પરત્વે વાળેલું.

## એલ્ફીન્સ્ટન કોલેજમાં

એલ્ફીન્સ્ટન કોલેજના પ્રથમ વર્ષમાં (પ્રીવીયસ) પાસ થયા પછી ઇન્ટરની પરીક્ષામાં પહેલા વર્ગમાં પસાર થયા હતા. કોલેજમાં અભ્યાસકાળ દરમ્યાન જ્યારે અન્ય વિદ્યાર્થીઓ મુંબાઇની વિવિધ શોખો જન્માવતી ટેવોમાં મશગુલ રહેતા ત્યારે શ્રી. ભૂલાભાઈ એમના અભ્યાસ ગ્રંથોમાં જ મગ્ન રહેતા. રમતગમત પ્રત્યે તેમને ખાસ અનુરાગ ન હતો તેમજ અભ્યાસ સિવાયની કોલેજ જીવનની અન્ય પ્રવૃત્તિઓમાં પણ તેઓ બહુ રસ નહોતા લેતા. અભ્યાસ ગ્રંથોથી

કંટાળતા ત્યારે આંગ્લ સાહિત્યકારોનાં પુસ્તકો વાંચીને મનને આનંદ આપતા. બી. એ.માં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયો લઇને એ વિષયોનાં અભ્યાસ ગ્રંથો ઉપરાંત અન્ય પુસ્તકોના અભ્યાસમાં તેઓ રોકાઈ રહેતા. (હાથમાં લીધેલા વિષયમાં ખૂબ ઊંડા ઉતરીને તેમાં પારંગત થવાની શ્રી. ભૂલાભાઇની જીવનમાં આગળ જતાં ખૂબ ખીલી ઊઠેલી શક્તિઓનાં મૂળ કોલેજ જીવનમાં જ નંખાવા પામ્યાં. સને ૧૮૯૭માં 'ઓનર્સ' સાથે શ્રી. ભૂલાભાઇએ 'પ્રથમ વર્ગ' મેળવ્યો, ત્યારે તેમના હર્ષનો પાર ન હતો.)

### ઈંગ્લેન્ડ ન જઈ શક્યા

ચમકતી મેધા અને અઘરા વિષયો હસ્તગત કરવાની એમની સ્વભાવગત આવડતને કારણે તેઓ તમામ પરીક્ષામાં ઊંચા નંબરે પસાર થતા. બી. એ.ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પસાર થયા પછી સરકાર તરફથી તેમને 'આઇ. સી. એસ.'ના અભ્યાસ માટે ઇંગ્લેન્ડ જવાની સૂચના થઇ. શ્રી ભૂલાભાઈના પિતાએ પણ પુત્રને વધુ અભ્યાસ માટે ઇંગ્લેન્ડ જવાના વિચારને આવકાર્યો, પરંતુ વિધિએ કંઇક જુદું જ નિર્માણ કર્યું હશે, એટલે શ્રી. જીવણજી દેસાઈ જીવલેણ બીમારીમાં સપડાયા, અને શ્રી. ભૂલાભાઈનું ઇંગ્લેંડ જવાનું અટકી પડ્યું.

પુત્રને 'આઈ. સી. એસ.' બનાવીને મોટા સરકારી હોદ્દા પર જોવાની જિજ્ઞાસા કયા પિતામાં ન હોય? શ્રી. જીવણજી દેસાઇના હૃદયમાં શ્રી. ભૂલાભાઇને કલેકટર કે સનંદી અમલદાર બનાવવાની ઉત્કટ ઇચ્છા હતી, પરંતુ માનવીની ઇચ્છાઓ કેટલીય વાર કેવળ 'ઇચ્છા' જ રહેવા પામે છે, જિંદગીના સતત ઘસારાને પરિણામે માંદગીને બિછાને પડેલા પિતાની સારવાર માટે શ્રી. ભૂલાભાઈને મુંબાઇ છોડવું પડ્યું. નબળી આર્થિક સ્થિતિ અને પિતાની માંદગી અંગે થતું ખર્ચ વગેરે સંજોગો લક્ષમાં લઇને શ્રી. ભૂલાભાઈએ અમદાવાદ જઇને અભ્યાસ આગળ વધાર્યો.



સ્વ. શ્રી. ભૂલાભાઈનાં વૃદ્ધ માતા

## અમદાવાદમાં

સને ૧૮૯૭ના અરસામાં બી. એ.માં પસાર થયા પછી અમદાવાદમાં એમ. એ.નો અભ્યાસ કરવા લાગ્યા. ઇતિહાસના વિષયમાં તેઓ ખૂબ નિષ્ણાત લેખાતા. બી. એ.ની પરીક્ષામાં ઇતિહાસ અને ન્યાયશાસ્ત્રના વિષયોમાં તેઓએ ખૂબ સારા માર્ક મેળવ્યા હતા, અને ઇતિહાસમાં સૌથી વધુ માર્ક માટે તેમને 'વર્ડઝવર્થ સ્કોલરશીપ અને પ્રાઇઝ' પણ મળેલું. સને ૧૮૯૯માં 'સાહિત્ય અને અને ભાષાશાસ્ત્ર'ના ખાસ વિષયોનો અભ્યાસ કરીને 'એમ. એ'ની ડીગ્રી મેળવી, અને એલ. એલ. બીનો અભ્યાસ આરંભ કરવાની તૈયારીમાં હતા તે દરમ્યાન વલસાડમાં એમના પિતાશ્રી જીવણજી દેસાઇનું અવસાન થતાં સમગ્ર કુટુંબના નિર્વાહની જવાબદારી શ્રી. ભૂલાભાઇ પર આવી પડી. આગળ અભ્યાસને પડતો મૂકીને અર્થપ્રાપ્તિનો પ્રશ્ન વિચારવાની ફરજ પડી.

## ૨: અધ્યાપક તરીકે

(સાદી ઢબે છતા કઈક વ્યવસ્થિત રીતે ઓળેલા વાળ પર જમણી બાજુ પર ઢળતી બે ગોરી ટોપી, ગળામા સફેદ ફ્લેનલનો કકડો, લાબો કોટ અને પાટલુન પહેરીને નવા પ્રોફેસર પધાર્યા, ત્યારે કૅાલેજના કઈક ટીખળી વિદ્યાર્થીઓએ નવા પ્રોફેસર સાહેબ તરફ તાકી તાકીને જોયુ બેઠી દડીનો દેહ છતા જ્ઞાન ભારથી નમી પડેલી નજર સાથે નવા અધ્યાપકે વ્યાખ્યાનનો આરભ કર્યો ત્યારે વિદ્યાર્થીઓ ચકિત થઇ ગયા ,

સને ૧૯૦૦ના જાનેવારીની ત્રીજી તારીખે શ્રી ભૂલાભાઇએ ગુજરાત કૅાલેજમા ઇતિહાસના ખાસ અધ્યાપક તરીકે પ્રવેશ કર્યો

ગુજરાત કૅાલેજમા શ્રી ભૂલાભાઇએ ઇતિહાસના અધ્યાપકનુ સ્થાન સ્વીકાર્યું તે પહેલા એ સમયના ઇતિહાસ વિષયના નિષ્ણાત શ્રી કાશીરામ દવેની ઇતિહાસના અધ્યાપક તરીકે ખૂબ પ્રતિષ્ઠા જામી હતી શ્રી કાશીરામ દવેએ ગુજરાત કૅાલેજ છોડયા પછી એમનુ સ્થાન પૂરે એવો અધ્યાપક મેળવવામા કૅાલેજના સંચાલકો મૂઝવણુ અનુભવતા હતા શ્રી ભૂલાભાઈએ તાજેતરમા જ ' એમ એ 'ની ઉપાધિ મેળવી હતી પિતાના અવસાનને કારણે કાયદાનો અભ્યાસ મોકુફ રાખીને અધ્યાપક બનવાની શ્રી. ભૂલાભાઈને સ જોગવશાત્ ફરજ પડી હતી)



અમદાવાદની ગુજરાત કોલેજના અધ્યાપક પદેથી સને ૧૯૦૩માં શ્રી. ભૂલાભાઇ નિવૃત્ત થયા ત્યારે કોલેજના વિદ્યાર્થીઓએ યોજેલા સન્માન સમારંભનો સમુહ ફોટોગ્રાફ. ખુરશીમાં બેઠેલાઓની હારમાં મધ્યમાં હારતોરા સાથે શ્રી. ભૂલાભાઇ છે, ડાબીબાજુ રેવ. શ્રી આનંદશંકર ધ્રુવ નજરે ચઢે છે.

('ભારતી'ના સૌજન્યથી)

## પ્રિય વિષયોનો પ્રેમ

શ્રી. ભૂલાભાઈએ એલ્ફીન્સ્ટન કૉલેજમાં ઇતિહાસ અને ન્યાયશાસ્ત્રના વિષયો લઈને માન સાથે 'બી. એ'ની ડીગ્રી મેળવી હતી, ઇતિહાસમાં સૌથી વધુ માર્ક મેળવીને 'વર્ડ્ઝવર્થ સ્કોલરશીપ' પણ તેઓ મેળવી શકયા હતા. આ ઉપરાંત ઇતિહાસને લગતા ગ્રંથોનાં પરિશીલનમાં તેઓ ખાસ આનંદ અનુભવતા. કૉલેજમાં અધ્યાપકનું સ્થાન મળવા સાથે પોતાના પ્રિય વિષયનું જ શિક્ષણ આપવાનું હોઈ શ્રી. ભૂલાભાઈએ ખૂબ હોંશપૂર્વક ઇતિહાસના વર્ગો લેવા માંડયા.

અસાધારણ વકતૃત્વ અને ભાષા પરનું અદ્દભુત પ્રભુત્વ હોવા ઉપરાંત અઘરામાં અઘરા વિષયને ખૂબ સરળ રીતે રજુ કરવાનું કૌશલ્ય અધ્યાપક તરીકેની એમની કારકીર્દીના આરંભમાં જ વિદ્યાર્થીઓનાં હૃદયમાં સન્માન ઉપજાવી શકયાં. સને ૧૯૦૦માં ગુજરાત કૉલેજમાં 'બી. એ'ના વિદ્યાર્થીઓ માટે ચાર્લ્સ મેરીવલનું 'રોમાન્સ અંડર ધ બ્રિટિશ એમ્પાયર' નામનું પાઠયપુસ્તક હતું. આ પાઠય-પુસ્તકના વર્ગો દરમ્યાન શ્રી. ભૂલાભાઈ મૂળ વિષય સાથે પૂર્વાપર સંબંધ ધરાવતી અનેક હકીકતો રજુ કરીને વિદ્યાર્થીઓને ઇતિહાસ જેવા કંઈક કંટાળો ઉપજાવે એવા વિષયમાં રસ લેતા કરી શકયા !

ઇતિહાસના નવા અધ્યાપકનાં વકતૃત્વ અને અંગ્રેજી ભાષા પરના અદ્દભુત કાબૂની વિદ્યાર્થીઓમાં થતી પ્રશંસાથી આકર્ષાઈને કૉલેજના અન્ય અધ્યાપકો પણ શ્રી. ભૂલાભાઇ ઇતિહાસનો વર્ગ લેતા હોય ત્યારે હાજરી આપવાની કાળજી રાખતા :

અસ્ખલિત વાક્પ્રવાહ ઉપરાંત વિષયને બન્ને બાજુથી નિહાળવામાં મદદભૂત થાય એવાં પ્રમાણો અને વિધાનોની રજુઆતની શ્રી. ભૂલા-ભાઈની અસીમ શક્તિઓનાં પ્રથમ દર્શન ગુજરાત કૉલેજમાં એમની અધ્યાપક તરીકેની કારકિર્દી વખતે થયાં.

## અગાધ જ્ઞાનપ્રભા :

ઇતિહાસ ઉપરાંત અંગ્રેજી સાહિત્ય અને અર્થશાસ્ત્રના વિષયો પર પણ શ્રી. ભૂલાભાઈનું પ્રભુત્વ છે, એ જાણ થતાં જ કૉલેજના સંચાલકોએ એમને પ્રીવીયસના વર્ગમાં અંગ્રેજીના વર્ગો લેવાની વિનંતિ કરી, અને શ્રી. ભૂલાભાઈએ અંગ્રેજી સાહિત્ય પરના એમનો કાબૂ અને અગાધ જ્ઞાનથી સૌને આશ્ચર્યચકિત કર્યાં.

ગુજરાત કૉલેજમાંશ્રી. ભૂલાભાઈ અધ્યાપક હતા ત્યારે તેમનું વય માત્ર ત્રેવીસ વર્ષનું હતું. આટલી નાની ઉમ્મરે ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સાહિત્ય, ન્યાયશાસ્ત્ર અને ભાષાશાસ્ત્ર પરનો એમનો અગાધ કાબૂ અને દરેક વિષયનો એમનો ઊંડો અભ્યાસ જોઈને આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ જેવા સમર્થ અભ્યાસી પણ શ્રી. ભૂલાભાઈના પ્રશંસક બનવા પામ્યા હતા.

## આચાર્ય શ્રી. ધ્રુવ સાથે

આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ ગુજરાત કૉલેજના પ્રિન્સીપાલ નિમાયા, એ વખતે શ્રી. ભૂલાભાઈ પણ કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વર્ગો લેતા: માત્ર ત્રેવીસ વર્ષની નાની વયમાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્ર જેવા વિષયોમાં નિષ્ણાત બનેલા શ્રી. ભૂલાભાઈના અગાધ જ્ઞાન, અને વાક્પાટવ પર આચાર્યશ્રી મુગ્ધ બન્યા. કૉલેજમાં આચાર્ય શ્રી ધ્રુવ અને શ્રી. ભૂલાભાઈ દેસાઈની મૈત્રી ખૂબ દૃઢ બની. ગુજરાતની અસ્મિતામાં સબળ હિસ્સો આપનાર આ બન્ને મહાજનો લગભગ દરરોજ કૉલેજમાં પણ સાથે સાથે જ આવતા: ભદ્રમાં શ્રી. ભૂલાભાઇ દેસાઈના નિવાસસ્થાને પણ કેટલીક વાર વિદ્વાનોની મંડળી એકત્ર થતી, અને આચાર્યશ્રી પણ ક્વચિત ક્વચિત જ્ઞાનચર્ચામાં સામેલ થતા.

શ્રી. ભૂલાભાઈએ પોતાની વિશિષ્ટ શક્તિઓથી વિદ્યાર્થીઓમાં ખૂબ લોકપ્રિયતા પ્રાપ્ત કરેલી. કૉલેજની ડિબેટીંગ સોસાયટી અને

એ પ્રકારની અન્ય પ્રવૃત્તિઓમાં શ્રી. ભૂલાભાઇ વિદ્યાર્થીઓના સમવયસ્ક મિત્ર જેવા બની રહેતા. સાદી રહેણીકરણી અને સાદા સ્વભાવ ઉપરાંત વિદ્યાર્થીઓની નાની મોટી મુસ્કેલીઓ સમજીને કામ લેવામાં અને એ રીતે ઉપયોગી થઈ પડવામાં તેઓ ખૂબ આનંદ અનુભવતા.

વલસાડમાં પિતાના અવસાન પછી કુટુંબનિર્વાહની જવાબદારીને પહોંચી વળવા ઉપરાંત મુંબઈમાં જઇને કાયદાના અભ્યાસ માટે ધન બચાવવા માટે જ શ્રી. ભૂલાભાઇએ કોલેજમાં અધ્યાપકનું કાર્ય સ્વીકાર્યું હતું. આ અરસામાં સામાન્ય રીતે પોતે આર્થિક તંગી અનુભવતા છતાં કેટલીક વાર આર્થિક કારણોને અંગે જ અભ્યાસ છોડી દેવાની સ્થિતિમાં આવી પડેલા વિદ્યાર્થીને આર્થિક મદદ કરવાનું તેઓ ચૂકતા નહિ. ગરીબીમાં જ પોતે વિદ્યાર્થીજીવનનો આરંભ કરેલો એટલે ગરીબ વિદ્યાર્થીને એનો અભ્યાસ આગળ વધારવામાં સહાયભૂત થવા તેઓ સદાય તત્પર રહેતા, અને કોઈ પણ જાતની આભારની લાગણીની અપેક્ષા વિના તેઓ યોગ્ય વિદ્યાર્થીઓને આર્થિક તેમજ બીજી મદદ કરવામાં પાછા ન પડતા.

## ઉર્દૂ ભાષાનો અભ્યાસ

અધ્યાપક તરીકે તેઓ અમદાવાદમાં રહ્યા તે દરમ્યાન અંગ્રેજી સાહિત્ય ઉપરાંત ઉર્દૂ ભાષાનો અને ફારસી સાહિત્યનો પણ તેમણે અભ્યાસ કર્યો. અભ્યાસ સિવાય તેમને અન્ય કોઈ વ્યસન જ ન હતું, એટલે જ્યારે જ્યારે સમય મળ્યો ત્યારે પોતાના પ્રિય વિષયોનાં ચિંતન અને મનન પાછળ ખૂબ શ્રમ લીધેલો: ચાર વર્ષ અધ્યાપક તરીકેની સફળ કારકિર્દી પછી સને ૧૯૦૩માં તેઓએ ગુજરાત કોલેજમાંથી અધ્યાપક પદ છોડીને મુંબઈ તરફ પ્રયાણ કર્યું.

ગુજરાત કોલેજમાંથી તેમણે વિદાય લીધી ત્યારે કોલેજના વિદ્યાર્થીઓએ શ્રી ભૂલાભાઇને વિદાયમાન આપતો એક ભવ્ય સમારંભ ગોઠવેલો, અને સમારંભમાં શ્રી. ભૂલાભાઈની અદ્ભુત શક્તિઓ અને અપૂર્વ બુદ્ધિપ્રભાની વક્તાઓએ મુક્તકંઠે પ્રશંસા કરી હતી.

## ૩: સમર્થ ધારાશાસ્ત્રી

મુંબાઈમાં 'બીચકેન્ડી' સામે આજે 'હસમન મહાલ'ની ભવ્ય ઇમારત જે ધરની પર ઉભી છે, એ ધરતીને વાચા હોત તો આજથી ત્રેતાલીસ વર્ષ પહેલાં એ ધરની પર પગ માંડનારા એક પુરુષાર્થી પુરુષના જ્ઞાનસત્રના આરંભ અને એની સિદ્ધિની કથા સાંભળી શકાત.

'હસમન મહાલ' એટલે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર દેશભક્ત ભૂલાભાઇનું બાદશાહી નિવાસસ્થાન: શ્રી. ભૂલાભાઇ અમદાવાદથી અધ્યાપક પદ છોડીને મુંબાઈ આવ્યા ત્યારે આજે 'હસમન મહાલ' છે તે સ્થળે એક નાની કોટડી ભાડે લઇને એમણે જીવનના પરમ પુરુષાર્થનાં મંગળાચરણ આદરેલાં:

મુંબાઈનાં ન્યાયમંદિરોમાં ધારાશાસ્ત્રી તરીકે પ્રવેશ કરતા પહેલાં 'એડવોકેટ'ની પરીક્ષા આપ્યા પછી હાઈકોર્ટની 'ઓરીજિનલ સાઈડ' માં વકીલાત કરવાની સગવડ પ્રાપ્ત થાય છે. સને ૧૯૦૦ થી ૧૯૦૩ નાં વર્ષો દરમ્યાન અમદાવાદમાં ગુજરાત કોલેજના અધ્યાપક તરીકે કાર્ય કરવા સાથે શ્રી. ભૂલાભાઇએ એલ. એલ. બી. નો અભ્યાસ કરીને તે પરીક્ષા પસાર કરી હતી. સને ૧૯૦૪ ના આરંભમાં 'એડવોકેટ'ની પરીક્ષા માટેનો અભ્યાસ આરંભ્યો, અને એ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. અને સને ૧૯૦૫ ના ડિસેંબરની ૨૨મી તારીખે વકીલાત માટે આવશ્યક સનદ મેળવવામાં તેઓ સફળ થયા:

## હાઈકોર્ટમાં

ધારાશાસ્ત્રી તરીકેની સનદ પ્રાપ્ત કર્યાં પછી ન્યાયમંદિરની અવારનવાર મુલાકાત આદરીઃ ન્યાયમંદિરનાં પ્રથમ દર્શને શ્રી. ભૂલાભાઇમાં ખૂબ હિમ્મત આવી. થોડાક દિવસો સામાન્ય પ્રેક્ષક તરીકે બેસીને ધારાશાસ્ત્રીઓની દલીલો રજુ કરવાની કુનેહનો અભ્યાસ કર્યો. કાયદાની રજુઆત કરવાની, અને પ્રતિપક્ષની પરિસ્થિતિ સમજીને કુનેહપૂર્વક પોતાના પક્ષની સ્થિતિ મજબૂત કરવાની એ સમયના વિખ્યાત ધારાશાસ્ત્રીઓની રીતરસમોનો અભ્યાસ કર્યો.

સને ૧૯૦૫માં શ્રી ભૂલાભાઈએ એક તદ્દન નવા અને અજાણ્યા ધારાશાસ્ત્રી તરીકે પોતાની કારકિર્દીનો આરંભ કર્યો ત્યારે હાઈકોર્ટમાં દીનશા મુલ્લાં, જમશેદજી કાંગા, બારિસ્ટર જયકર, અને શ્રી. મહમ્મદઅલી જીન્નાનાં નામો વિખ્યાત ધારાશાસ્ત્રીઓ તરીકે દેશભરમાં ગાજતાં હતાં.

દીનશા મુલ્લાં તો એ સમયમાં 'હાઈકોર્ટના સિંહ' ગણાતા. જયકર અને જીના ઉપરાંત સર ચીમનલાલ સેતલવાડ પણ સમર્થ હિંદી ધારાશાસ્ત્રીઓમાં આગળ પડતા લેખાતા. આ સમર્થ હિંદી ધારાશાસ્ત્રીઓ ઉપરાંત મી. જે. ડી. ઇન્વેરિટી નામના એક સ્કોચ ધારાશાસ્ત્રી અને બીજા અંગ્રેજ બારિસ્ટરો પણ હાઇકોર્ટના નામાંકીત ધારાશાસ્ત્રીઓ તરીકે લાખ્ખોની કમાણી કરતા.

અદ્વિતિય બુદ્ધિપ્રભા અને વર્ષોના કાયદાના અનુભવીઓ અને કાનૂની આંટીઘુંટીના બારીક અભ્યાસીઓની હરોળમાં પ્રવેશ કરવા મથતા શ્રી. ભૂલાભાઈને પ્રથમ દૃષ્ટિએ એ સતુ કાર્ય ઘણું મુશ્કેલ લાગ્યું. આરંભનાં બે ત્રણ વર્ષો 'હાઈકોર્ટની લાયબ્રેરીમાં શ્રી. ભૂલાભાઇએ અભ્યાસમાં ગાળ્યાં, એ દરમ્યાન નાના નાના કેસો મળતા, પરંતુ એમાં ધારાશાસ્ત્રી તરીકે ઝળકવાની બહુ તક ન મળતી.

શ્રી. ભૂલાભાઈ બારિસ્ટર ન હતા. 'ઇન્સ' કે 'મીડલ ટેમ્પલ' ની બાર–એટ–લૉ ની ડીગ્રીઓ ધરાવનારાઓની સરખામણીમાં 'એડવોકેટ' થયેલાઓનું સ્થાન કંઈક ઓછા દરજ્જાનું લેખાય, ઉપરાંત લાગવગવાળા અને ઘણાં વર્ષોથી ધીકતી કમાણી કરીને કંઈક મગરૂબ બનેલા અંગ્રેજ ધારાશાસ્ત્રીઓની સરખામણીમાં શ્રી ભૂલાભાઈને કંઈક 'સંકોચ' અનુભવવો પડે એવા સંજોગો હતા.

સંજોગો પર વિજય પ્રાપ્ત કરવાની કળા શ્રી. ભૂલાભાઈને હસ્તગત હતી, સમયના વહેવા સાથે શ્રી. ભૂલાભાઇએ પોતાનું મિત્ર-મંડળ વધારવા માંડ્યું, ગુજરાતી ધારાશાસ્ત્રીઓ શ્રી. ભૂલાભાઈની બાહોશી પર મુગ્ધ હતા, અને દરેક કાર્યમાં તેમને સાથ સહકાર આપવા તત્પર રહેતા.

## પ્રથમ વિજય

સને ૧૯૦૭ માં સુરતના નવાબ સાહેબના કુટુંબ સાથે ગંભીર વિશ્વાસઘાતને લગતા કેસમાં આરોપી અનુપમરામ કિરપારામ ત્રવાડીનો બચાવ કરવામાં શ્રી ભૂલાભાઈ સફળ થયા. શ્રી. અનુપરામ ત્રવાડીને નિર્દોષ જાહેર કરાવવામાં શ્રી. ભૂલાભાઈએ જરૂરી પુરાવાઓ અને બચાવને લગતી અન્ય સામગ્રીઓ એકઠી કરીને ખૂબ નામના પ્રાપ્ત કરી. શ્રી. ભૂલાભાઇને 'ત્રવાડી–નવાબ કેસ' ને પરિણામે ખૂબ પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ. આરોપીના બચાવમાં એમણે ઉપસ્થિત કરેલા મુદ્દાઓ અને અન્ય અદાલતોના ચુકાદાઓ વગેરે રજુ કરીને ન્યાય-મૂર્તિ પર ખૂબ સારી છાપ પાડેલી. 'ત્રવાડી–નવાબ કેસ'માં શ્રી. ભૂલાભાઈના વિજય પછી મુંબાઈ હાઈકોર્ટના અનેક કેસોમાં બચાવના ધારાશાસ્ત્રી તરીકે શ્રી. ભૂલાભાઇની પ્રેક્ટીસ વધવા પામી.

વિજયની પ્રથમ કેડી પર પગ મૂકતાં જ મુંબાઈ હાઈકોર્ટના અંગ્રેજ અને હિંદી ધારાશાસ્ત્રીઓએ એમના નવા હરીફની અવગણના કરવાનું અયોગ્ય માન્યું. એ પછી અગત્યના કેસોની 'કાઉન્સીલ'-

માં ભાગ લેવાનાં શ્રી. ભૂલાભાઈને આમંત્રણો મળતાં થયાં. દીનશા મુલ્લાં અને શ્રી જમશેદજી કાંગાએ પણ શ્રી ભૂલાભાઈનાં સન્માન શરૂ કર્યાં. જયકર, સેતલવાડ અને શ્રી. છીના પણ એમના મિત્રો બન્યા.

## વક્તૃત્વ અને કુનેહ

શ્રી. ભૂલાભાઈની ધારાશાસ્ત્રી તરીકેની સફળતા, એમના વિલક્ષણ અને સુસાધ્ય વક્તૃત્વ ઉપરાંત મુદ્દાઓની રજુઆત કરવાની કુનેહને આભારી છે. પ્રતિપક્ષના તમામ મજબૂત મુદ્દાઓ ખૂબ બારીકાઈથી તપાસી જવામાં અને પ્રતિપક્ષની આખીય યોજના અને એનાં સબળ તત્વો સૌથી પ્રથમ એમના લક્ષમાં આવતાં, સાથે સાથે પોતાના કેસની નબળામાં નબળી કડીઓ સમજી લઈ ને એ નબળી કડીઓના રક્ષણ માટેની આવશ્યક દલીલો અને સાધનોની તૈયારી કરતા, અને એ રીતે એક સુદક્ષ સેનાપતિની કુનેહથી પોતાના હાથમાં આવેલા કેસોની માવજત કરતા.

ખૂબ શાંત, મોહક છતાં મુદ્દાસરના અને ઉપરથી સાદા દેખાતા છતાં એનો જવાબ આપનાર સાવચેત ન હોય તો ફસાવી નાખનારા પ્રશ્નો પૂછવામાં અને એમ કરીને સાક્ષી પાસેથી ધારેલી હકીકતો મેળવી લેવાની તેઓ ખાસ કુનેહ ધરાવતા. બચાવ પક્ષના ધારાશાસ્ત્રી તરીકે મુદ્દાઓનાં સમર્થનનો આરંભ કરવાની એમની વિશિષ્ટ શૈલી નવા ધારાશાસ્ત્રીઓ માટે અભ્યાસનો વિષય હતો, અને શ્રી. ભૂલાભાઈ જ્યારે કોઈ કેસમાં બચાવ પક્ષના ધારાશાસ્ત્રી તરીકે ભાષણ કરવાના હોય ત્યારે ખાસ એ ભાષણ સાંભળવા માટે સંખ્યાબંધ ધારાશાસ્ત્રીઓ અદાલતમાં હાજર રહેતા.

પ્રતિપક્ષનાં સબળ કથનો અને મજબૂત વિધાનો હોવા છતાં મોહક વાણી અને પ્રતિભાયુક્ત દલીલોના બળથી ન્યાયમૂર્તિના માનસ પર સાનુકૂળ અસર ઉપજાવવામાં શ્રી. ભૂલાભાઈ એક્કા ગણાતા.

## ' ' ભૂલો' બનાવી જશે '

એક જ કેસમાં ભૂલાભાઈની સામેના પક્ષના વકીલ તરીકે રોકાયેલા ધારાશાસ્ત્રીઓ અદાલતનું કામકાજ પતી ગયા પછી પણ કાનૂની ચર્ચા કે સામાન્ય વાતચીત કરતા ખૂબ સાવચેતી રાખતા. કેટલીક વખત પ્રતિપક્ષના વકીલનું કાયદાની ચોક્કસ પ્રકારની આંટી-ઘુંટીનું જ્ઞાન માપી લે એવી ચર્ચા શ્રી ભૂલાભાઇ ઉપાડતા, અને એ રીતે પોતાની સામે રોકાયલા ધારાશાસ્ત્રીમાં કાયદાનું કેવા પ્રકારનું જ્ઞાન છે, એ માપી લેવાનો પ્રયાસ કરતા : આવા બે ચાર પ્રસંગો પછી તો નવા સવા પારસી ધારાશાસ્ત્રીઓ માંહો માહે વાતો કરતા " આ, જરા સાબધા રહેજે, આ 'ભૂલો' તો વાત વાતમાં બનાવી જશે." શ્રી. ભૂલાભાઈ પણ ક્વચિત રમુજમાં પારસીશાઈ ગુજરાતી-માં વાત કરતા મજાકમાં કહેતા કે "ભાઈ, જોજે; આ ' ભૂલો' બનાવી જશે હો!"

ધારાશાસ્ત્રી તરીકેની શ્રી. ભૂલાભાઇની કારકિર્દી ખૂબ ઝડપથી જામવા માંડી. મુંબઈ ઉપરાંત અમદાવાદ, સુરત અને હિંદનાં અન્ય શહેરોમાંથી એમને માટે કેસોની ' બ્રીફ' આવવા માંડી, અને એ રીતે સને ૧૯૧૫-૧૬ ના અરસામાં ધારાશાસ્ત્રી તરીકેનું એમનું કામ ખૂબ વધવા માડ્યું.

## નામાંકિત શિષ્યો

આ અરસામા શ્રી ભૂલાભાઈની ચેમ્બરમાં ધારાશાસ્ત્રી તરીકે અનુભવ લેવા આવનારાઓમાં ઈલાકાના રાજકારણ અને જાહેર જીવનમાં મહત્વનો ભાગ ભજવનારાઓનો સમાવેશ થાય છે. શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રી. મોતીલાલ સેતલવાડ, ન્યાયમૂર્તિ શ્રી ભગવતી, ન્યાયમૂર્તિ શ્રી. કણીયા, બેરિસ્ટર મીસ મીઠા તાતા વગેરે મુખ્ય છે, શ્રી. ભૂલાભાઈની પાસે આવી પડતા સંખ્યાબંધ કેસોમાં શ્રી. મુનશી અને શ્રી. સેતલવાડ તેમજ અન્ય શિષ્યોને તેઓ દોરવણી



સ્વ. શ્રી ભુલાભાઇ અને એમનાં ધર્મ પત્નિ સૌ. ઇચ્છાબેન

આપતા અને એ રીતે કાયદાની આંટીઘુંટીથી પરિચિત કરવામાં પણ સારો શ્રમ લેતા.

## શ્રી. મુનશીના શબ્દોમાં

શ્રી. ભૂલાભાઈને ચરણે બેસીને શ્રી. કનૈયાલાલ મુનશીએ ધારાશાસ્ત્રી તરીકેનો અભ્યાસ અને અનુભવ વધારેલો, એ સમયનું શ્રી. મુનશીના શબ્દોમાં 'શિશુ અને સખી'ના ત્રીજા સર્ગમાંનું એ શબ્દચિત્ર અહીં રજુ થાય છે. શ્રી. ભૂલાભાઈનું સામર્થ્ય દર્શાવતા આ ઉદ્દગારો નીચે મુજબ છે.

" વર્ષો પર શિશુની જ્યમ દોરી લોટે આવેલા એક મહારથીને ત્યાં તે શીખવા રહ્યો. વિચક્ષણ દૃષ્ટિ, તેથીય વિલક્ષણ બુદ્ધિ, તેથીય વિલક્ષણ જીભ ને રસ્તો કાપવાની સિફતથી સમોવડીઆની આંખ ઉઘાડે તે પહેલાં તેણે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. કોઈ સર્વદેશી ખગોળવેત્તા ગ્રહે ગ્રહની ગતિ ગણે તેમ કામેકામનો પ્રગતિપંથ તે ગણી શકતો. અજ્યે તેને ઔદાર્ય શીખવ્યું ન હતું. જગતને તે તૃણવત્ લેખતા. પોતાની બાહોશીમાં મસ્ત આ મહારથીને મન નાનો ને નિર્ધન શિશુ નષ્ટથીએ નીચ, તૂટયાં આસનથીએ નિરૂપયોગી હતો. દિનરાતનો શ્રમ સેવતો શિશુ સેવેલા શ્રમનું પરિણામ, એક ઉત્તેજક શબ્દની આશામાં, તેને ચરણે ધરતો, પણ એ શબ્દ ગુરૂમુખે ન નીકળ્યો તે ન જ નીકળ્યો."

" શબ્દ, અર્થ ને જ્ઞાનના અટપટા ભેદો, ન્યાયાસન ડોલાવતી શબ્દપટુતા; માનવહૃદયની કુંડીખુંડી ગૂંચોનું જ્ઞાન, પાશ્ચાત્ય જીવનની રહેણીકરણી અને વિચારસરણી, હરામીઓની હોશિયારી; સિદ્ધાંતમય જીવનની વિડંબના; ને મહાનગરનું જગતતંત્રઃ આ બધા તે ગુરૂની સાન્નિધ્યમાં વસતા શીખ્યો. જ્ઞાનપ્રાપ્તિનું ઋણ સ્વીકારતા શિશુનાં વર્ષો વીત્યાં, પણ વૃતિવિરોધનાં વિષ કોઈએ ઉતારી શક્યું છે?......"

## કોલીન્સ કેસ

અને ૧૯૨૭માં 'કોલીન્સ કેસ'માં શ્રી. ભૂલાભાઈએ દેશભરના પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રીઓમાં માનપ્રદ સ્થાન મેળવે એવો અદ્ભુત વિજય નોંધાવ્યો; 'કોલીન્સ કેસ'માં પહેલીજ વાર શ્રી. ભૂલાભાઈમાં રહેલા 'અતિ સમર્થ ધારાશાસ્ત્રી'ની જનતાને જાણ થઈ. આંતરરાષ્ટ્રીય કાયદાની આંટીઘુંટી સમજવાની શ્રી. ભૂલાભાઈની અદ્ભુત શક્તિઓનો પણ સૌને પરિચય થયો: ચર્ચાસ્પદ બનેલા 'કોલીન્સ' કેસ'ની વિગતો જાણવા જેવી છે.

કર્નલ કોલીન્સ નામના અમેરિકન લશ્કરના ઉંચા દરજ્જાના અમલદાર સને૧૯૧૫માં પ્રવાગે આવેલા.એમની સાથે એમનાં બે સ્ત્રીમિત્રો પણ હતાં. હિંદી સરકાર તરફથી કર્નલ કોલીન્સની તમામ સગવડો સચવાતી; એટલું જ નહિ પરંતુ શાહી ઠાઠમાઠથી તેમનાં હરેક સ્થળે ભવ્ય સન્માન, સ્વાગત કરતાં. કોલીન્સ અને એમનાં સ્ત્રીમિત્રો પણ ખૂબ ખર્ચ કરતાં, છૂટે હાથે નાણાં ખર્ચવા ઉપરાંત હીરા, મોતી, અને ઝવેરાતની ખરીદી પણ કરતાં, કોલીન્સ પાસે નાણાં ખૂટતાં કેટલાક હિંદી વેપારીઓને ખરીદેલા માલ પેટે અમેરિકાની બેંક' પરના 'ડ્રાફ્ટ' આપેલા, અને તે ડ્રાફ્ટોનો સ્વીકાર કરવાનું વેપારીઓ પર ઉચ્ચ દરજ્જાના ગોરા અમલદારોએ દબાણ કરેલું. કર્નલચાર્લ્સ કોલીન્સના અમેરિકા પહોંચી ગયા પછી પણ ડ્રાફ્ટનાં નાણાં ન મળવાથી વેપારીઓએ અદાલતનો આશ્રય લીધો. હિંદી સરકારે આંતર રાષ્ટ્રીય કાયદાની મદદ લઈને અમેરિકાની સરકાર મારફત કોલીન્સની ધરપકડ કરાવીને હિંદમાં બોલાવ્યો: મુંબઈની અદાલતમાં કોલીન્સનો કેસ શરૂ થાય તે પહેલાં છએક માસ કોલીન્સને કાચી જેલમ રહેવું પડ્યું: કોલીન્સ કેસમાં હિંદના અંગ્રેજો ખૂબ રસ લેતા. આખરે કોલીન્સનો બચાવ કરવા માટે ક્રેગી, બલન્ટ એન્ડ કેરોની તરફથી શ્રી. ભૂલાભાઈને રોકવામાં આવ્યા: શ્રી. ભૂલાભાઈએ મહિનાઓની સખત મહેનત

કરીને કર્નલ કોલીન્સના બચાવની સંપૂર્ણ તૈયારીઓ કરી. આંતરરાષ્ટ્રીય કાયદાની ભૂમિકા પર કોલીન્સનો બચાવ કરવામાં તેઓ સફળ થયા, અને અદાલતે કર્નલ કોલીન્સને નિર્દોષ ઠરાવ્યા : 'કોલીન્સ કેસ'માં શ્રી. ભૂલાભાઈએ મેળવેલા અદ્દ્ભુત વિજય પછી સમગ્ર દેશના આગેવાન ધારાશાસ્ત્રીઓમાં શ્રી. ભૂલાભાઇનું નામ ઉમેરાવા પામ્યું.

'કોલીન્સ કેસ' ઉપરાંત ના. આગાખાન સામે લાખ્ખો રૂપીઆનો કેસ મંડાયો હતો તેમાં ના. આગાખાનના ધારાશાસ્ત્રી તરીકે, તેમજ રાજા બહાદુર શીવલાલ મોતીલાલની મિલકત અંગેના કેસમાં તેમ જ બીજા અગત્યના કેસોએ તેઓની સમર્થ ધારાશાસ્ત્રી તરીકેની કીર્તિમાં વૃદ્ધિ કરી છે.

## સરકારી નોકરીની 'ના'

શ્રી. ભૂલાભાઈની સમર્થ ધારાશાસ્ત્રી તરીકેની અજબ સિદ્ધિથી આકર્ષાઇને સને ૧૯૨૫માં તેઓને હાઈકોર્ટના ન્યાયમૂર્તિનું સ્થાન લેવાની વિનતિ કરાઈ હતી, પરંતુ સરકારી નોકરી પ્રત્યે પહેલેથી તેમના હૃદયમાં અનુરાગ ન હતો, એટલે ન્યાયમૂર્તિનું સ્થાન તેઓએ સ્વીકાર્યું નહિ. એકથી વધુ વાર શ્રી. ભૂલાભાઈ ને સરકારી તંત્રમાં મોટા હોદ્દા પર બિરાજવાની વિનતિઓ થએલી પરંતુ ૧૯૨૬માં મુંબાઈ સરકારના એડવોકેટ જનરલ તરીકે તેઓએ થોડોક સમય કામ કર્યું તે અપવાદ બાદ કરતાં તેઓએ સદૈવ સરકાર તરફની વિનતિઓનો નમ્રતાપૂર્વક અસ્વીકાર જ કર્યો છે.

વડી ધારાસભામાંના શ્રી. ભૂલાભાઈનાં ભાષણો અને એમની કારકિર્દીથી આકર્ષાઈને હિંદી સરકારે તેમને ના. વાઇસરૉયની કારોબારીમાં કાયદાનું દફતર સંભાળવાની સૂચના કરેલી, તેનો પણ શ્રી. ભૂલાભાઇએ અસ્વીકાર કર્યાની હકીકતો મળે છે. તેઓનું માનવું

ધારાશાસ્ત્રી ઈન્વેરીટીનાં વળતાં પાણી શરૂ થઇ ચૂક્યાં હતાં, અને એમના નેતૃત્વને પડકાર આપતા હિંદી ધારાશાસ્ત્રીઓમાં શ્રી. ડી. એફ. મુલ્લાં શ્રી. જે. કાંગા, મી. એમ.એ. જીન્ના અને વાક્ચાતુર્ય ઉપરાંત દીર્ધદર્શિતા માટે પંકાયલા શ્રી. મુકુંદ જયકર વગેરે આગળ આવવા મથતા હતા, પરંતુ એ બધાયમાં સૌથી વધુ મુગ્ધ કરનાર વ્યક્તિત્વ તો શ્રી. ભૂલાભાઇ દેસાઈનું જ જણાયું."

## સર તેજબહાદુર સપ્રુની દષ્ટિએ.

સર તેજ બહાદુર સપ્રુ શ્રી. ભૂલાભાઇને પોતાના અંગત મિત્રોમાંના એક ગણતા. શ્રી. ભૂલાભાઈ વિષે બોલતાં સર તેજે એક પ્રસંગે જણાવ્યું હતું કે, " સરકાર અને પ્રજા પક્ષ બન્નેમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરનાર શ્રી. ભૂલાભાઇ હિંદના પ્રથમ પંક્તિના રાજનીતિજ્ઞ અને બાહોશ ધારાશાસ્ત્રી છે. વડી ધારાસભામાં સ્વ. શ્રી. મોતીલાલ નહેરૂનું સ્થાન પૂરવા ઉપરાંત મહાસભા પક્ષના વડા તરીકે તેઓએ ખૂબ ચાપલ્ય અને ગૌરવપૂર્વક એમની સમક્ષ આવેલા પ્રશ્નોનો નિકાલ કર્યો છે."

## રાષ્ટ્રના વકીલ તરીકે

રાષ્ટ્રહિતના પ્રશ્નોમાં પણ ધારાશાસ્ત્રી તરીકે શ્રી. ભૂલાભાઈએ પ્રસંગોપાત જ્યારે જ્યારે આગેવાની લીધી છે, ત્યારે ત્યારે 'એક સમર્થ ધારાશાસ્ત્રી'નું બિરૂદ શોભાવે એવી સેવાઓ નોંધાવી છે. બારડોલીના ખેડૂતોની તપાસ માટે નિમાયેલ બ્રુમફીલ્ડ કમીટી સમક્ષ શ્રી. ભૂલાભાઇએ રજુ કરેલા કેસનું પરિણામ તેમજ આઝાદ હિંદ ફોજ કેસના આરોપીઓના ધારાશાસ્ત્રી તરીકે તેમણે બતાવેલી બુદ્ધિમતાએ સમગ્ર હિંદમાં તેમના માટે સન્માન અને ગૌરવ જન્માવ્યાં હતાં.

## ૪ : રાજકારણમાં પ્રવેશ.

બ્રિટન સાથે હિંદના સંબંધો ટકાવી રાખવામાં જ હિંદનું કલ્યાણ છે, અને એથી અન્ય માર્ગે હિંદનું શ્રેય નથી, એ માન્યતાનો યુગ એટલે સને ૧૯૧૬–૧૭ નાં વર્ષો.

મોન્ટેગ્યુ–ચેમ્સફોર્ડ સુધારાઓની જાહેરાત પહેલાં હિંદનું રાજકારણ ખૂબ વિષમ દશા અનુભવતું હતું. હોમરૂલ લીગની પ્રવૃત્તિ મોખરે હતી, મુસ્લીમ લીગ અને રાષ્ટ્રીય મહાસભા ઉપરાંત હોમરૂલ લીગની પ્રવૃત્તિ કંઇક સમાન ધ્યેયોથી દેશહિતનાં કાર્યોમાં પ્રવૃત્ત હતી.

### પ્રથમ સંપર્ક

સુરેન્દ્રનાથ બેનરજી જ્યારે બ્રિટિશ છત્ર નીચે હિંદનું કલ્યાણ શોધતા, અને સર ફિરોજશાહ મહેતા બ્રિટનની મૈત્રી સાચવીને દેશહિત કરવાની પ્રવૃત્તિમાં લાગ્યા હતા, એ યુગમાં મહાસભાનું સુકાન શ્રી. એનિ બિસેંટને હસ્તક હતું. લોકમાન્ય ટિળક ઉદ્દામવાદી નેતા લેખાતા, અને મહાસભાની બેઠક લંડનમાં ભરવાની વાતો ચાલતી એ ૧૯૧૬–૧૭નાં વર્ષોમાં શ્રી. ભૂલાભાઇએ રાજકારણમાં પ્રથમ પ્રવેશ કર્યો કહી શકાય.

### હોમરૂલ લીગના મંત્રી

સને ૧૯૧૭ માં કલકત્તામાં મળેલી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ-

સાથે મારો મતભેદ હતો, મારું મક્કમતાપૂર્વક માનવું હતું કે, દ્વિરાજકરપદ્ધતિમાં લોકતંત્રનો એકેય અંશ ન હતો."

## બારડોલીની તપાસ

"આ પછી સને ૧૯૨૮ સુધી મારા ધારાશાસ્ત્રી તરીકેના વ્યવસાયમાં રાજકારણમાં આકર્ષી શકે એવું એક પણ સબળ તત્વ ન હતું, પરંતુ સત્યાગ્રહના ગાંધીજીના આદેશને પરિણામે બારડોલીમાં બની ગયેલા પ્રસંગો પછી બારડોલીના ખેડૂતોની સ્થિતિની તપાસ માટે જે તપાસ કમિટી નીમવામાં આવી ત્યારે પૂ. ગાંધીજીએ ખેડૂતોનો કેસ કમિટી સમક્ષ રજુ કરવાનું મને સોંપ્યું; અને વધુમાં ગાંધીજીએ કહ્યું કે "તમે પૂરતો ન્યાય ન મેળવી શકો, પરંતુ ખેડૂતો પર થતો અન્યાય તો જરૂર અટકાવી શકો."

"બારડોલી તપાસ કમિટીનું કાર્ય લગભગ છએક માસ સુધી ચાલ્યું. મેં કમીટી સમક્ષ રજુ કરેલા કેસ માટે તાલુકાના દરેક ગામડાના દરેક ખેતર સંબંધી આંકડાઓ રજુ કરવામાં આવેલા. અને સારા નસીબે અમે એમ સિદ્ધ કરવા શક્તિમાન થએલા કે, "ત્રીસ ટકાનો સરકારે સુચવેલો મહેસુલ વધારો કોઈ રીતે વ્યાજબી નથી. "ખેતીવાડીના નફા પ્રત્યે લક્ષ રાખીને દર ત્રીસ વર્ષે મહેસુલ આકારણી ફરીવાર કરવામાં આવશે. એ પ્રકારની 'બોમ્બે લેન્ડ રેવન્યુ એકટમાં કલમ છે તે અનુસાર પણ આ ત્રીસ ટકાનો વધારો અનુચિત છે!"

## ખેડૂત જીવનનો સંપર્ક

"બારડોલીના ખેડૂતોનો કેસ તૈયાર કરવાના કાર્ય દરમ્યાન ખેડૂત જીવન અને એની આર્થિક સ્થિતિનો મને તાદૃશ્ય ખ્યાલ આવ્યો, એટલું જ નહિ પરંતુ ખેડૂતોની આજીવિકા અને જીવન-

નિર્વાહનાં સાધનોની મારે તપાસ કરવાની હોવાથી ખેડૂત અને એનાં વિવિધ શોષણોની પદ્ધતિનો મને સંપૂર્ણ ખ્યાલ આવી શકયો. આ પછી હું કંઇક એવા નિર્ણય પર આવ્યો કે જીવનનો કંઇક વધુ સમય દેશના લોકોની સેવા કરી શકાય એ દૃષ્ટિએ ફાજલ પાડવો જોઈએ. આ આત્મભાન સાથે મેં એ પણ વિચાર્યું કે જનતાના સાચા કલ્યાણ માટે જ જાહેર કાર્યમાં રસ લેવો જોઈએ, નહિ કે કેવળ દેખાવ કે મોટાઇની વૃદ્ધિ કરવા ખાતર !"

## સ્વદેશી પ્રચારનું કાર્ય

"બારડોલીની લડત પછી ગાંધીજીની દાંડીકૂચ અથવા અસહકાર યુગના બીજા પગથિયાનો દેશના રાજકારણમાં આરંભ થયો; સ્વદેશી પ્રચારનાં આંદોલનોમાં આ વખતે મેં આગેવાનીભર્યો ભાગ લેવાનું યોગ્ય માન્યું. મને લાગ્યું કે, જ્યાં સુધી જનસમાજના જીવનની રીતિનીતિમાં ક્રાન્તિકારક પરિવર્તન નહિ આવે ત્યાં સુધી સ્વદેશી પ્રચારની પ્રવૃત્તિ જોર નહિ પકડે, આ ઉપરાંત વિદેશી માલની જગાએ વિદેશી માલની હરિફાઈમાં ઉતરે એવો સ્વદેશી માલ ઉત્પન્ન કરવાનું ન વિચારાય ત્યાં સુધી સ્વદેશીનાં આંદોલનો વેગવાન નહિ બને."

"દાંડીકૂચના આરંભ પહેલાં પૂ. ગાંધીજીએ સ્વદેશી સંબંધમાં 'હરિજન' માં લખેલા એક લેખમાં ગાંધીજીનું સૂચન પણ કંઈક આવા જ પ્રકારનું હતું, એ સૂચનમાંથી પ્રેરણા લઇને સ્વદેશી માલની પેદાશ વધે એવી પ્રવૃત્તિ આદરવાના આશયથી 'સ્વદેશી સભા' ની સ્થાપના કરી, અને એ પ્રવૃત્તિમાં લાગલાગટ ત્રણ માસ કાર્ય કરવાને પરિણામે એંશી મીલો પાસે એ પ્રકારની ખાત્રી મેળવવામાં આવી હતી કે, એ મીલોમાં અઢાર નંબરથી નીચેનું સુતર કંતાવું ન જોઇએ, તેમ જ વિદેશી કે રેશમી સુતરનો મીલોએ ઉપયોગ ન કરવો. ખાદી સાથે સીધી સ્પર્ધા કરે એવું કાપડ મીલોમાં તૈયાર ન થાય

એની પણ "સ્વદેશી સભા'એ સાવચેતી રાખી હતી. આ ઉપરાંત મીલમાલિકોએ મૂડીના અમુક પ્રમાણમાં જ નફો કરવાનું નક્કી કરાયું હતું. સ્વદેશી સભાએ ખૂબ સફળતાપૂર્વક કાર્ય કરેલું, અને સ્વદેશી પ્રચારનાં આંદોલનો એટલાં પ્રમાણમાં વ્યાપક બનવા પામેલાં કે સત્યાગ્રહ આંદોલનો દરમ્યાન હિંદી સરકારે સ્વદેશી સભાને ગેરકાયદે ઠરાવી અને એ રીતે વિદેશી વસ્ત્રોના બહિષ્કારની વ્યાપક પ્રવૃત્તિને આગળ વધતી અટકાવી.

## કરાંચી માહાસભા

"આ પછી કરાંચીમાં રાષ્ટ્રીય મહાસભાના અધિવેશને હિંદના રાષ્ટ્રીય કરજના પ્રશ્ન પરત્વે અભ્યાસ કરીને મહાસભા કારોબારી સમક્ષ રિપોર્ટ કરવા માટે ચાર અભ્યાસીઓની એક સમિતિ નીમી. એ સમિતિમાં એક સભ્ય તરીકે મારી નિમણૂક કરવામાં આવી. આ સમિતિનો રિપોર્ટ તૈયાર કરવા માટે ચારેક માસ કાર્ય કર્યું. સમિતિનો અહેવાલ મહાસભા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. ખૂબ સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવેલો આ અહેવાલ કોઈ નિષ્પક્ષ ન્યાયસમિતિ સમક્ષ રજુ કરવાની તક મળે તો સમિતિએ કરેલી ભલામણોમાં હિંદની યથાયોગ્ય માગણીથી પણ ઓછી માગણી કર્યાનું પુરવાર કરી શકાય તેમ છે."

## એક માત્ર માર્ગ

"સત્યાગ્રહ યુગના ત્રીજા યુદ્ધના આરંભમાં મારી સંપૂર્ણ ખાત્રી થઈ કે, પ્રચલિત શાસનપ્રથાનો સંપૂર્ણ અને સબળ રીતે વિરોધ કર્યા વિના હિંદને સાચી સ્વતંત્રતા મળવાનું શક્ય નથી. કોઈ પણ પ્રશ્નની સાર્વદેશીય તપાસ કરવાની મને ટેવ હોવાથી મેં સ્વાધીનતા પ્રાપ્તિના પ્રશ્નની મારી દષ્ટિએ તપાસ કરી અને મને ખાત્રી થઈ કે હિંદી સ્વતંત્રતાની માગણી બળપૂર્વક રજુ કરવાનો

'સત્યાગ્રહ' એ એક જ અસરકારક માર્ગ છે. સગ્રાહ્ય ળળવાના માર્ગમાં મને શ્રદ્ધા ન હતી. સત્યાગ્રહ પ્રવૃત્તિ દરમ્યાન શરૂઆતના આઠેક માસ મેં જે કાર્ય કરેલું તેના પુરસ્કાર રૂપે મારી ધરપકડ થઇ અને એક વર્ષની સજા અને રૂ. દસ હજારના દંડની સજા થવા પામી. જેલવાસનો સમય અભ્યાસ અને આરામ માટે મને ઘણો અનુકૂળ લાગ્યો, અને એ સમયમાં હું ઇતિહાસ, રાજકારણ, અને અર્થશાસ્ત્રને લગતા મારા પ્રિય વિષયોના ગ્રંથોનું વાચન વધારી શક્યો."

## ચૂંટણી જંગનું પ્રચાર કાર્ય

"જેલમાંથી મુક્તિ પછી આંદોલનો બંધ થયા. અને ધારાસભા પ્રવેશના મહાસભાના આદેશને માન આપીને ચૂંટણી જંગનો આરંભ થયો, ચૂંટણીના કાર્ય અંગે હિંદના એક પ્રાંતથી બીજા પ્રાંતમાં પ્રવાસ કરવાનો, અને પ્રવાસ દરમ્યાન લોકસમુહો અને લોકનાયકોના નિકટ સંસર્ગમાં આવવાનું મને સદ્દભાગ્ય પ્રાપ્ત થયું અને આમજનતાની જાહેર અને ખાનગી સભાઓમાં મેં વ્યાખ્યાનો આપ્યાં છે. સંયુક્ત બલિદાનની સર્વસામાન્ય ભાવના જાગૃત થતાં થોડીક વધુવાર લાગશે. પરંતુ મારી ખાત્રી થઇ છે કે, જગતના અન્ય રાષ્ટ્રોની સરખામણીમાં આપણા રાષ્ટ્રની પ્રજા ખૂબ ઝડપથી રાજકીય જાગૃતિ અનુભવશે. પ્રજાના અંતરમાંથી જ્યારે વિદેશી શાસનને આશીર્વાદ સમાન સમજવાની વૃતિનો કાળબળે નાશ થશે, ત્યારે પ્રજાસમુહો આપોઆપ સ્વાધીનતાનાં પૂજન માટે અધીરા બનશે. હિંદમાં અત્યારે જે પ્રકારની વ્યાપક જાગૃતિ દેખાય છે, તે જાગૃતિને પરિણામે 'સ્વશાસન'ના પ્રજાકીય હકોની પ્રાપ્તિ માટે સમગ્ર પ્રજાસમુહ કરીએકવાર અવશ્ય એકત્રિત બળોના મોરચા ખડકશે."

"ધારાસભાઓમાં પ્રવેશ કરીને સરકાર પક્ષને હંફાવવા કરતા, રોકવાનું કાર્ય મારી દષ્ટિએ ઘણી નમ્ર પ્રકારની દેશસેવા છે, એ છતાંય રાષ્ટ્રના પ્રજામતે મને જે કાર્ય સુપ્રત કર્યું છે, તે હું મારી યથા શક્તિમતિ પાર પાડવામાં મારી સમગ્રબુદ્ધિશક્તિનો ઉપયોગ કરીશ."

## ૫ : ખેડૂતોની વહારે

"હું ખેડૂતનો પુત્ર છું. ખેડૂતના દુઃખે મારું દુઃખ વધે છે, ખેડૂતને શોષનારા તત્વો સામે લડત કરવામાં હું મારો ધર્મ સમજું છું" આ શબ્દોમાં મૂર્તિમંત થયેલી ભાવનાથી પ્રેરાયલા શ્રી ભૂલાભાઈએ 'હસમન મહાલ'ની વૈભવભરી મહોલાતનાં સુખ-સગવડ અળગાં કરીને બારડોલીના ખેડૂતોની આર્થિક પરિસ્થિતિની તપાસનું કાર્ય હાથ ધર્યું ત્યારે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે, એ કાર્યમાંથી જ દેશસેવા અને ત્યાગની દીક્ષા એમને મળનાર છે.

૧૯૨૮ નું વર્ષ હતું, બારડોલીના બહાદુર ખેડૂતોએ સરકાર સામે મોરચા માંડવાની ભવ્ય તૈયારીઓ આદરી હતી. રાષ્ટ્રીય મહાસભાના મોવડીઓએ બારડોલીના ખેડૂતો પર નખાયેલા વધારાના કરવેરામાં સરકારની 'કાળી દાનત' નીરખી હતી. સરદાર વલ્લભભાઈના નેતૃત્વ નીચે સરકાર સાથે 'કાયદેસર'ની વાટાઘાટોનો આરંભ થયો. સરદાર શ્રી. વલ્લભભાઈ જ્યારે જ્યારે શ્રી. ભૂલાભાઈને મળતા ત્યારે બારડોલીના ખેડૂતોના પ્રશ્નોની જ ચર્ચા કરતા, અને શ્રી. ભૂલાભાઈ તટસ્થ રીતે બધું સાંભળી લેતા, એ વખતે શ્રી. ભૂલાભાઈને ખ્યાલ ન હતો કે, એમણે એમની તમામ પ્રવૃત્તિઓ અળગી કરીને ખેડૂતોનો કેસ હાથ ધરવો પડશે!



જીવનના મધ્યાન્હે · શ્રી. ઇચ્છાબેન, શ્રી ભૂલાભાઇ અને
યુવાન પુત્ર શ્રી. ધીરૂભાઇ

## સરદારનો 'રંગ'

બારડોલીના ખેડૂતો 'ના-કર'ની લડત ઉપાડવા અધીરા બન્યા હતા, પરંતુ સરદારશ્રી. વલ્લભભાઈ તાલુકાને લડત માટે તૈયાર કરવા ઉપરાંત બંધારણપુરઃસરની લડતના તબક્કા રચી રહ્યા હતા. આ પ્રસંગે કાયદા અને બંધારણની આંટીઘુંટી બાબતમાં સરદારશ્રી અનેકવાર શ્રી. ભૂલાભાઇ સાથે ચર્ચા કરતા. શ્રી. ભૂલાભાઇની દૃષ્ટિએ પણ બારડોલીના ખેડૂતોની વ્યાજબી માગણીઓનો સરકાર તરફથી અપાતો ઉડાઉ જવાબ ગેરવ્યાજબી લાગેલો.

## બારડોલીની લડત

શ્રી. ભૂલાભાઇએ જરૂર પડયે બારડોલીના ખેડૂતોની વહારે જવાનો અને પોતાની બુદ્ધિ કે લાગવગનો ઉપયોગ કરવાની તૈયારી બતાવેલી. ખેડૂતોનો કેસ અક્ષરશઃ સાચો જ છે, એ વાતની શ્રી. ભૂલાભાઇને ખાત્રી થવા પામી હતી, અને એ પછી બારડોલીના ખેડૂતોની લડત પ્રત્યે તેઓ ખૂબ બારીકાઇથી લક્ષ આપતા.

સને ૧૯૨૮ના માર્ચના આરંભમાં બારડોલીના બહાદુર ખેડૂતોએ ડંકાનિશાન બજાવ્યાં. સરદાર વલ્લભભાઇએ કરેલી તટસ્થ તપાસ પંચ નીમવાની માગણીના જવાબમાં ઇલાકાની સરકારે ઉદ્ધત જવાબો આપ્યા; અને 'સત્યાગ્રહ' સિવાય અન્ય એકે માર્ગ બાકી નથી, એમ નક્કી કરીને સરદારશ્રીએ ગાંધીજીના આશીર્વાદ સાથે લડતનું બ્યુગલ ફૂંક્યું. શ્રી. ભૂલાભાઈએ મુંબાઇમા રહ્યા રહ્યા બારડોલીના ખેડૂતોની લડતના વધતા વેગ પર દૃષ્ટિ રાખી.

ખેડૂતોની લડત માટે નાણાંની પુષ્કળ જરૂર હતી, બારડોલી ફંડ એકત્ર કરવાના કાર્ય માટે સ્વ. શ્રી. મણીલાલ કોઠારી મુંબાઈમાં પધાર્યા હતા, એ વખતે શ્રી. ભૂલાભાઈએ ઉદાર હાથે બારડોલી ફંડમાં નાણાં ભરવા ઉપરાંત પોતાના અનેક મિત્રો પાસેથી મોટી મોટી રકમો એકત્ર કરી આપી હતી.

## ખેડુત જીવનમાં રસ

ખેડૂતોના પ્રશ્નો સમજવામાં અને એમની સાથે બેસીને એમની મુશ્કેલીઓ સમજવામાં શ્રી. ભૂલાભાઇ ખૂબ રસ લેતા. સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલ સાથેના નિકટ સંપર્કને પરિણામે શ્રી. ભૂલાભાઇના અંતરને ખાત્રી થઇ હતી કે, દેશના ખેડૂતો અને કામદારો જ્યાં સુધી એકત્ર થઇને સ્વાધીનતાની લડતને વેગ નહિ આપે ત્યાં સુધી સ્વાધીનતા દૂર ને દૂર જ રહેવાની. શ્રી. ભૂલાભાઇએ ખેડૂતોના પ્રશ્નોનો બારડોલી તપાસ વખતે અભ્યાસ કર્યા પછી ખેડુત જીવનમાં તેઓ રસ લેતા બન્યા હતા.

ખેડૂતના પુત્ર તરીકે જન્મ પામવામાં શ્રી. ભૂલાભાઈ એક પ્રકારનું ગૌરવ અનુભવતા. વિઝાગાપટ્ટમની એક જાહેર સભામાં ખેડુતોને ઉદ્દેશીને બોલતાં તેમણે જણાવ્યું હતું કે, "હું ગુજરાતના એક સાદા અને સાધારણ સ્થિતિના ખેડુતને ઘેર જન્મ્યો હતો, અને સાત વર્ષની ઉમ્મરે મારા ઘરમાંથી પાંચ માઇલ દૂરની સ્કુલમાં મારે ગુજરાતી ભાષાનો અભ્યાસ કરવા દરરોજ જવું પડતું. હું આમવર્ગનો જ માણસ છું, મારું બાળપણ ખેડુતોની વચમાં ઘડાયું છે, અને ખેડૂત જીવનની કરૂણાઈ અને એના ગૌરવ માટે હું હંમેશાં અભિમાન લઉં છું."

આમ શ્રી. ભૂલાભાઇના હૃદયમાં ખેડુત માટે ખૂબ માનપ્રદ લાગણીઓ કાયમ રહેતી. તેઓનાં વડી ધારાસભાનાં ભાષણોમાં તેમજ અન્ય જાહેર પ્રસંગોએ તેઓ પોતાને ખેડૂત કુંટુંબના કહેતાં કદી સંકોચ નહોતા અનુભવતા. તેમના વતન બલ્લેલી ગામમાં તેઓ જ્યારે જ્યારે જતા ત્યારે ગામના આગેવાન ખેડૂતો સાથે સમભાવપૂર્વક વર્તતા, અને એમના નાના મોટા પ્રશ્નોનું સદ્ભાવપૂર્વક સમાધાન કરતા. શ્રી. ભૂલાભાઇમાં ખેડુતોની વહારે ચઢવાની અને ખેડુતોનાં દુ:ખદર્દો નિવારવાની એક અતિ ઉત્કટ તાલાવેલી હતી.

## ૬ : બ્રુમફિલ્ડ કમિટી

આઝાદીના ઇતિહાસમાં બલિદાન અને ત્યાગની વીરગાથાઓ રચાય એવા આત્મભોગોથી બારડોલીના ખેડુતનું નામ ભારતવર્ષમાં જ્યારે માનપ્રદ સ્થાન પામ્યું હતું, એ સને ૧૯૨૮માં શ્રી. ભૂલાભાઈ "પ્રજાના ધારાશાસ્ત્રી" બનવા પામ્યા.

બારડોલીના ખેડૂતો પર સરકારી અમલદારોએ વધારેલા કરવેરા ગેરવ્યાજબી છે, એમ જણાવીને સરદાર શ્રી. વલ્લભભાઈએ મુંબાઈ સરકારને પત્રદ્વારા 'કરવેરા' ઓછા કરવાની વિનંતિ કરી. સરકારે સરદારની વિનંતિનો અસ્વીકાર કર્યો એટલું જ નહિ પરંતુ ખૂબ જ અવિવેકી જવાબ આપ્યો. 'ના-કર'ની લડત માટે અધીરા બનેલા ખેડૂતોના આગેવાન તરીકે સરદારે સરકાર પાસે ખૂબ જ ન્યાયી માગણી પેશ કરી કે, ખેડૂતોની માગણી વ્યાજબી છે કે નહિ, તે નક્કી કરવા માટે એક તટસ્થ તપાસપંચ નિયુક્ત કરો; અને એ તપાસ પંચ ખેડૂતોની સ્થિતિ તપાસીને સરકારના કરવેરાનું વ્યાજબીપણું સ્વીકારે તો ખેડૂતો પંચનો ચુકાદો સ્વીકારીને જમીન મહેસુલ ભરી દેશે.

### સરકારની વલણ

તુમાખી સરકારના પ્રતિનિધિઓ સરદાર શ્રી. પટેલની આ ખૂબ જ 'ન્યાયી' અને વિવેકપૂર્ણ માગણી સ્વીકારવા તૈયાર

નહોતા, છેવટે સત્યાગ્રહનો આરંભ થયો, અને ખેડૂતોએ ગામેગામ સંગઠનો સાધીને સરકારની જમીન મહેસુલ અટકાવી દીધી. સરકારે થાકે ત્યાં સુધી જુલમ અને જપ્તીઓનું રાજ ચાલુ રાખ્યું, બારડોલીના જુલમોને કારણે સમગ્ર દેશમાં બારડોલીની લડત પ્રત્યે હમદર્દી પ્રગટવા પામી, આખરે જાહેર પ્રજામતને માન આપીને સરદાર સાથે ના. ગવર્નરે સમાધાન સાધ્યું.

સમાધાનની શરતો મુજબ ખેડૂતોની માગણીઓની યોગ્યા-યોગ્યતા સમજીને સરકારને સલાહ આપવાના હેતુસર એક 'તપાસ સમિતિ' નીમવાની હતી. અને ૧૯૨૮ ના ૧૮ મી ઓક્ટોબરના સરકારી નિર્ણય મુજબ તપાસ સમિતિ નીમાઈ, અને તેના સભ્યો તરીકે મી. બ્રુમફિલ્ડ અને મી. મેકસવેલની નિમણુંક થઈ; અને ૧૯૨૮ ના નવેમ્બરની તા. ૧લીએ તપાસ પંચનું કાર્ય શરૂ થયું. શરૂઆતના થોડા દિવસો બ્રુમફિલ્ડ કમિટીના સભ્યોએ એમની આગળ પડેલા દસ્તાવેજી પુરાવાઓ ઉપરાંત બીજા મુદ્દાઓનો અભ્યાસ આરંભ્યો. તપાસનું કાર્ય તા. ૧૪ મી નવેંબરે વ્યવસ્થિત રીતે શરૂ કરાયું.

## ખેડૂતોના વકીલ તરીકે

બારડોલીના ખેડૂતોનો કેસ બ્રુમફિલ્ડ કમિટી સમક્ષ રજુ કરવા માટે સરદાર શ્રી. વલ્લભભાઈએ શ્રી. ભૂલાભાઇની પસંદગી કરી. કમિટી સમક્ષ ખેડૂતોનો આખોય કેસ રજુ કરતાં પહેલાં શ્રી. ભૂલાભાઇએ તાલુકાનાં મુખ્ય મુખ્ય ગામોમાં આગેવાન ખેડૂતો સાથે ફરીને જરૂરી આંકડાઓ એકત્ર કરવામાં ખૂબ શ્રમ ઉઠાવ્યો; તપાસ નીચેનાં ગામોની જમીન, ખેડૂતોની આજીવિકાનાં સાધનો અને ખેડૂતને આપવા પડતા કરવેરાને લગતા આંકડાઓ એકત્ર કર્યા. જરૂર પડયે શ્રી. ભૂલાભાઈ જાતે કેટલાંક ગામડાઓમાં જઈ આવતા.

ખેડૂતોને મળીને, એમની પાસેથી હકીકતો સમજીને, તેઓ પોતાની રીતે તેની નોંધ કરતા.

## કમિટીનું કાર્ય

તા. ૧૪ મી નવેંબરે (૧૯૨૮) બારડોલીમાં તપાસ સમિતિનું કામકાજ શરૂ થયું. તપાસ કમિટીને સુપ્રત કરવામાં આવેલ કાર્ય-પ્રદેશ સમજવા માટે 'સરકારી હુકમ' નીચે રજુ થાય છે.

"તપાસ માટે નિયુક્ત થયેલા અમલદારોએ બારડોલી તાલુકાના વાલોડ મહાલના તથા ચોર્યાસી તાલુકાના લોકોની નીચેની ફરિયાદની તપાસ કરીને રિપોર્ટ કરવો:—

(૧) એ તાલુકાઓમાં કરવામાં આવેલો મહેસુલનો નવો વધારો લેન્ડ રેવન્યુ કોડ પ્રમાણે બરાબર નથી. (૨) સદરહુ તાલુકાઓ વિષે જે રિપોર્ટો બહાર પડેલા છે, તેમાં સદરહુ વધારાને વ્યાજબી ઠરાવવા પૂરતી હકીકત નથી, અને કેટલી હકીકત ખોટી છે.

અને જો એ અમલદારોને સદરહુ ફરિયાદ વ્યાજબી માલુમ પડે તો જૂના મહેસુલમાં કેટલો વધારો અથવા ઘટાડો થવો જોઇએ તે જણાવવું."

## કમિટીના સભ્યો

બારડોલી અંગે પૂનામાં સરદાર વલ્લભભાઇ પટેલે સમાધાનની સંતાઘાટો ચલાવી ત્યારે તપાસ સમિતિના કાર્ય અંગે સરદારશ્રીએ જે ખરડો કરી આપ્યો હતો, તે જ ખરડો અક્ષરશઃ સરકાર તરફથી પ્રગટ કરાયો હતો.

કમિટીમાં જે બે સભ્યો નીમવામાં આવ્યા હતા, તેમાંના એક મી. બ્રુમફિલ્ડ ન્યાયખાતાના અમલદાર હતા, અને બીજા મી. મેક-

સંવેલ મુલકી ખાતાના અમલદાર હતા આ અમલદારોએ પણ તાલુકાના નોકરોની મદદથી તપાસના ક્ષેત્રમાં આવેલાં ગામડાંઓની વિગતો, તેમજ તપાસ પહેલાંના સરકારી મહેસુલી અમલદારોએ કરેલા નિર્ણયો, અને એ નિર્ણયોની મૂળ ભૂમિકાનો અભ્યાસ આરંભ્યો હતો.

ખેડૂતોના ધારાશાસ્ત્રી તરીકે બ્રુમફિલ્ડ કમિટી સમક્ષ શ્રી-ભૂલાભાઈએ શરૂઆતમાં કમિટીના તપાસ ક્ષેત્રનો પહેલો મુદ્દો હાથ પર લીધો એ મુદ્દા પરની ચર્ચાનો આરંભ કરતાં શ્રી ભૂલાભાઇએ જણાવ્યું કે "સરકારના અગાઉના મહેસુલી અમલદારો મી. એન્ડરસન અને મી. જયકરે ખેડૂતો પરનો કર વધારવાની જે ભલામણો કરી છે, તે ગણોતના આંકડા પર આધાર રાખીને કરી છે, પરંતુ આ ભલામણો સરકારે નક્કી કરેલા ધોરણથી સાવ વિમુખ છે. લેન્ડ રેવન્યુ કોડની ૧૦૭મી કલમ અનુસાર "જમીનમાંથી થતા એકંદર નફા પરથી જ મહેસુલ નક્કી કરવું જોઇએ." ગણોતના આંકડાઓ પરથી ખેડૂતને થનારા ચોકખા નફાનો ખ્યાલ આવી શકે જ નહિ. સરકારના સેટલમેંટ ઓફિસરે આમ મૂળથી જ ખોટા પાયા ઉપર ગણત્રી કરી છે.

## ખોટાં અનુમાનો પર પ્રકાશ

વધુમાં શ્રી. ભૂલાભાઇએ સુરતના ડેપ્યુટી કલેક્ટર મી. જયકર (જેઓએ બારડોલી તાલુકાનું જમીન મહેસુલ વધારવાની સરકારને ભલામણ કરી હતી.) કે જેઓએ ચાલુ આવેલી જમીન મહેસુલમાં ૨૫ ટકાનો વધારો સૂચવ્યો હતો, આ વધારો સૂચવવા ઉપરાંત મી. જયકરે તાલુકાનાં ૨૩ ગામોને નીચલા વર્ગમાંથી ઉપલા વર્ગમાં ચઢાવવા ભલામણ કરેલી: આ ભલામણને પરિણામે ૨૩ તાલુકાના ખેડૂતોને ૨૫ ટકા વધેલા મહેસુલ ઉપરાંત વર્ગવારી વધવાને

પરિણામે વધેલા મહેસુલનો ભાર પણ સહેવો પડે તેમ છે. આ રીતે ૩૦ ટકા વધુ મહેસુલ આપવું પડે તેવી સ્થિતિ ઉપસ્થિત થઈ, તપાસના કાર્ય દરમ્યાન શ્રી. ભુલાભાઇએ બારડોલી તાલુકાના મહેસુલ રિવીઝનના રિપોર્ટની પોકળતાઓ રજુ કરતાં ન્યાયમૂર્તિઓને જણાવ્યું કે, જમીન મહેસુલની આકારણીનો જરા પણ અનુભવ ન ધરાવનાર મી. જયકરે કરેલા રિપોર્ટને બીજા એવા જ બીન અનુભવી સેટલમેંટ કમીશ્નર મી. એન્ડરસને વધુ ગુંચવણભર્યો બનાવ્યો છે! શ્રી. ભૂલાભાઇએ મી. જયકર અને એન્ડરસને સ્વીકારેલી તદ્દન ખોટી આંકણી પદ્ધતિનો સ્ફોટ કરતી દલીલોનો પ્રવાહ વહેતો મૂકયો.

વધુમાં શ્રી. ભૂલાભાઈએ સરકારના વિશ્વાસુ અમલદાર મી. જયકર અને સેટલમેંટ કમીશનર મી. એંડરસને સરકાર સમક્ષ રજુ કરેલા રિપોર્ટ તદ્દન અર્થહીન સાબિત કરી જતાવ્યા! સરકારને બારડોલી તાલુકાના મહેસુલ વધારાની ભલામણ કરતાં મી. જયકરે જે રિપોર્ટ મોકલેલો તે મૂળથી જ ખોટી ગણતરીઓ અને અંદાજો પર મંડાયેલો હતો.

સરકારી દફતરોમાંથી શ્રી. ભૂલાભાઈએ એક અતિ મહત્વનો દસ્તાવેજ કઢાવ્યો, એ દસ્તાવેજ તે શ્રી. જયકરનો મૂળ અહેવાલ. સરકારી રીત રસમો મુજબ સુરત જિલ્લાના ડેપ્યુટી કલેકટર તરીકે મી. જયકરે જે રિપોર્ટ તૈયાર કરેલો તે સેટલમેન્ટ કમીશ્નરની સંમતિ માટે મોકલાવાયેલો, એ પછી સુરતના કલેકટરની મારફત સરકારના મહેસુલ મંત્રીને મોકલવામાં આવેલો.

### ભ્રામક વિધાનો

મી. જયકર કે જેમને સરકાર ખૂબ અનુભવી માનતી હતી, તેમનો રિપોર્ટ સેટલમેંટ કમીશ્નર મી. એન્ડરસન પાસે જતાં મી.

એન્ડર્સને મી. જયકરમાં મહેસુલ વધારાની ગણત્રી કરવાની કોઈ પ્રકારની યોગ્યતા જ નથી 'એમ સાબિત કરતાં લેખિત વિધાનો કરી મી. જયકરના રિપોર્ટથી સરકાર ખોટાં અનુમાનો પર આવે એવો ભય દર્શાવીને મી. એન્ડરસને મી. જયકરનો રિપોર્ટ લગભગ નવેસરથી લખીને 'સરકારી રીત રસમ' અનુસાર સુરતના કલેકટર તરફ મોકલ્યો ! આ વખતે મી. જયકર પોતે જ કામચલાઉ કલેકટરના હોદ્દા પર હતા, એટલે એમણે પોતે 'સેટલમેંટ કમીશનર'ના સુધારાઓ સાથે સંમતિ દર્શાવીને મુંબાઈ સરકારના મહેસુલ મંત્રી તરફ અહેવાલ રવાના કર્યો આમ સરકારના બન્ને અમલદારોએ બારડોલી તાલુકાની મહેસુલ વધારાની ભલામણો કરવામાં ખોટી ગણત્રી અને એ પર મદાર બાંધીને કાર્ય કરવાની સલાહો આપીને સરકારને અવળે માર્ગે દોરી હતી, એમ સાબીત કરવામાં શ્રી. ભૂલાભાઈ પૂર્ણ રીતે સફળ થયા.

સરકારે જે રિપોર્ટો પર વિશ્વાસ રાખીને ૨૫ ટકાનો મહેસુલ વધારો કર્યો હતો તે મૂળ રિપોર્ટ જ ખોટી ગણત્રી અને અર્થહીન અનુમાનોથી ભરપૂર ઠરાવવામાં અને એક પછી એક વિગતોને જુઠ્ઠી સાબિત કરવામાં શ્રી. ભૂલાભાઈને સફળતા મળવા પામી. 'બ્રુમફિલ્ડ તપાસ કમિટી'ના બન્ને સભ્યોયો સરકારી રિપોર્ટ ધરમૂળથી જ ખોટા હોવાનું સ્વીકારવાનું ખૂબ મુશ્કેલ લાગ્યું; એટલે કમિટીના સભ્યો, શ્રી. ભૂલાભાઈ અને બીજાઓએ ચોક્કસ ગામડાંઓની મુલાકાતો લઇને હકીકતોની યોગ્યાયોગ્યતા સબંધી તપાસ કરવાનું આરંભ્યું.

### અમલદારી બેપરવાઈ!

કમિટીની તપાસમાં કેટલાંક ચોંકાવનારાં સત્યો (!) બહાર આવવા પામ્યાં: માત્ર ૧૧ જ દિવસોમાં ૧૩૭ ગામોની મી. જયકરે તપાસ કરેલી, તેમજ દરેક ગામોમાં તો તેઓ જઈ શકયા જ ન

હતા, કેટલાક કિસ્સાઓમાં મામલતદારના હાથ નીચેના સામાન્ય તલાટીઓએ ગામોનાં આંકડા પત્રકો ભરાયાના પૂરાવા પ્રાપ્ત થયા: આમ એકાએક ચોંકાવનારી હકીકતો બહાર આવતાં તપાસ કમિટીના સભ્ય સભ્ય મી. બ્રુમફિલ્ડ કંઈક ઉશ્કેરાયેલા જેવા બની ગયા, આ છતાં ય તપાસના કાર્યમાં જેમ જેમ ઊંડા ઊતરતા ગયા તેમ તેમ સરકારના મહેસુલી અમલદારોએ ખૂબ બેપરવાઈથી કરેલાં તદ્દન જુદાં અનુમાનોની તેમને ખાત્રી કરાવી આપવામાં શ્રી. ભૂલાભાઈ સફળ થયા.

બ્રુમફિલ્ડ કમિટીની તપાસ દરમ્યાન ગામેગામની હકીકતો એકત્ર કરીને શ્રી. ભૂલાભાઈએ રજુ કરેલા આંકડાઓ અને મી. જયકર અને મી. એન્ડરસને કરેલા પરસ્પર વિરોધી રિપોર્ટો સ્વીકારવામાં મુંબાઇ સરકારે ભારે ગંભીર ભૂલ કરી છે, એમ સાબિત કરવામાં શ્રી. ભૂલાભાઈ સફળ થયા.

બ્રુમફિલ્ડ કમિટીએ એમની તપાસનો અહેવાલ સરકારને પેશ કર્યો, અને ખેડૂતોની માગણી વ્યાજબી હોવાનું પ્રમાણપત્ર આપ્યું. વધુમાં સરકારના મહેસુલ આંકણી કરનારા અમલદારો મી. જયકર અને મી. એન્ડરસને ભળતી જ હકીકતોનો આધાર લઇને મહેસુલ વધારાની કરેલી ભલામણો અયોગ્ય અને અન્યાયી છે, એમ સ્પષ્ટતાથી જણાવ્યું. સવા છ ટકાથી વધારે મહેસુલ વધારો ન હોઈ શકે એ પ્રકારની ભલામણ પણ કમિટીએ કરી. સરકારે કમિટીની ભલામણો સ્વીકારી અને એ રીતે બારડોલી સત્યાગ્રહનો અંત આવ્યો.

## દેશનાં અભિનંદન

સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલ અને શ્રી. ભૂલાભાઇ દેસાઈ

તેમજ બારડોલીના વીર ખેડૂતોને એમના વિજય માટે દેશભરમાંથી અભિનંદનો મળ્યાં.

બારડોલીના ખેડૂતોની મર્દાનગી અને એમના અપૂર્વ આત્મભોગની શ્રી. ભૂલાભાઈના હૃદય પર ખૂબ સરસ છાપ પડી. ખેડૂતોની એકતા ઉપરાંત સરકારને લડત આપવા માટે સર્વસ્વની ફનાગીરી કરવાની તમન્નાનાં શ્રી. ભૂલાભાઇએ નીરખેલાં દશ્યોએ એમનામાં ક્યાંક અદશ્ય રહેલી દેશપ્રેમની જ્યોતને જાગૃત કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો.

—અને બારડોલીમાં બ્રુમફિલ્ડ તપાસ કમિટીનું કાર્ય પતાવ્યા પછી પૂ ગાંધીજી અને સરદારશ્રીના તેઓ વધુ નિકટવર્તી બન્યા. ગષ્ટ્રના મહત્ત્વના પ્રશ્નોમાં ખૂબ રસ લેવા માડયા. બારડોલીના ખેડૂતોનો કેસ સરકાર સમક્ષ ખૂબ સબળ રીતે રજુ કરવામાં શ્રી. ભૂલાભાઇએ લીધેલા શ્રમની જાહેર પ્રજાને જાણ થતાં પ્રજામાં પણ શ્રી. ભૂલાભાઈ માટે સન્માનની દષ્ટિ જન્મી. બારડોલી પછી શ્રી. ભૂલાભાઇ એમના જીવનના અંત સુધી પ્રજાના સાચા વકીલ બની ગયા.

## ૭ : રાષ્ટ્રસેવાની દીક્ષા

હેવાનિયતભર્યા પોલીસ જુલ્મો અને ગિરફતારીઓની એકધારી હારમાળાઓથી ભરપૂર બનેલા સને ૧૯૩૦ ના હિંદે રાષ્ટ્રીય લડતની તવારિખમાં અતિ મહત્વનું પ્રકરણ ઉમેર્યું છે.

લોકમાન્ય ટિળકના અવસાનને થોડાક જ મહિનાઓ વીત્યા હતા, ભગતસિંહ અને એના સાથીદારોને ફાંસીને માંચડે લટકાવ્યા પછી દેશભરમાં સરકારની શયતાનિયત સામે કાળ મોરચા માંડવાની તમન્ના પ્રકટેલી. રાષ્ટ્રના માન્ય આગેવાનો કારાવાસની દીવાલો પાછળ ધકેલાયા હતા, અને લંડનના સેંટ જેમ્સ પેલેસમાં પહેલી ગોળમેજી પરિષદનું વાતાવરણ સર્જાતું હતું. સપ્રુ—જયકર વાટાઘાટોનો અંત આવ્યા પછી ગાંધી—ઇરવીન કરારો થયા, આ અરસામાં રાષ્ટ્રના આજ સુધી તટસ્થ રહેલા રાષ્ટ્રપ્રેમીઓનું હૃદય સરકાર પક્ષે કરેલા અન્યાયો અને આંધળા જુલ્મો સામે ઉકળી ઉઠ્યું.

### દેશપ્રેમની જ્યોત

'હસમન મહાલ'ની મહેલાતમાં કંઈક સુખચેનથી જીવન ગુજારતા શ્રી. ભૂલાભાઈના અંતરમાં પણ ક્યાંક છુપાઈ રહેલા દેશપ્રેમની જ્યોત પ્રગટી ઉઠી; એક વહેલી સવારે મુંબાઇના ન્યાય-

મંદિરો અને જાહેર વ્યક્તિઓમાં શ્રી. ભૂલાભાઈ દેસાઇના મહાસભાને સાથ આપવાના નિર્ણયની વાતો ગાજતી થઇ.

હવે શ્રી. ભૂલાભાઇ નામાંકિત ધારાશાસ્ત્રી જ નહિ પરંતુ રાષ્ટ્ર-સેવાના નવ દીક્ષિત તરીકે મુંબાઇના જાહેર જીવનમાં ઘૂમવા માંડ્યા. જીવનનાં હવે પછીનાં વર્ષો રાષ્ટ્રસેવામાં જ વ્યતિત કરવાનો શ્રી. ભૂલાભાઇનો ભગીરથ નિર્ણય સરદાર શ્રી. વલ્લભભાઇએ ખૂબ હર્ષથી વધાવી લીધો પૂ. ગાંધીજીએ પણ શ્રી. ભૂલાભાઈના નિર્ણયથી ભારે સંતોષ અનુભવ્યો. રાષ્ટ્રના આગેવાન મહાસભાવાદીઓ નાના મોટા પ્રશ્નોની સલાહ સૂચના માટે 'હસમન મહાલ'ની મૂલાકાતો લેવા માંડ્યા. સમાજમાં પ્રતિષ્ઠ ધરાવતા અનેક મિત્રોએ શ્રી. ભૂલાભાઇએ કરેલા શુભ નિર્ણય માટે સંતોષ અનુભવ્યો.

ગાંધીજી ગોળમેજીમાં ભાગ લેવા ગયા એ પહેલાં એ સતના વાઇસરાય લોર્ડ ઇર્વીન સાથે જે કરારો થયા તેમાંની એક કલમ બારડોલીના સમાધાન પછી બારડોલીના ખેડૂતો પર થયેલા ગેરવ્યાજબી જુલ્મોની તટસ્થ તપાસની માગણીની હતી. સરકારે આપેલી કબુ-લાત અનુસાર મેજર ગોર્ડન નામના અમલદારને બારડોલીના ખેડૂતો પર થએલા જુલ્મોની તપાસ માટે નિયુક્ત કર્યો.

## બારડોલીનો પ્રશ્ન

લોર્ડ ઇરવીનની વિદાય પછી હિંદના વાઇસરોય તરીકે લોર્ડ વિલીંગ્ડન આવ્યા. ગાંધી–ઇરવીન કરારનામાની શરતો મુજબ સરકાર પક્ષે વર્તન કરવાનો ઝાંખો 'પ્રયાસ' કર્યો. હિંદી સરકારના સ્વદેશ-.તાના મંત્રી મી. ઇમરસન અને પૂ. ગાંધીજી વચ્ચે સમજુતી ..નુસાર બારડોલીના વાલોડ મહાલના ખેડૂતો પર પોલીસે કરેલા જુલ્મોની તપાસ માટે નાશીકના કલેક્ટર મી. ગોરડનની નિમણુંક

થઈ. સરકારે સત્તાવાર રીતે આપેલી લેખિત ખાત્રી સરકારી દસ્તાવેજમાંથી નીચે રજુ થાય છે.

"બારડોલી અને વાલોડ તાલુકાનાં જે ગામડાંઓમાં વસુલી અમલદારો પોલીસ લઈને સને ૧૯૩૧ના જુલાઇ માસમાં ગયા હતા, અને તે ગામોમાં ખાતેદારો પાસેથી તેમની આર્થિક સ્થિતિ જોતાં બારડોલી તાલુકાના બીજા ખાતેદારો પાસેથી માગવામાં આવે છે, અને ભરાવવામાં આવે છે તેના કરતાં વધારે મહેસુલની માગણી કરી અને તેમની પાસેથી પોલીસ મદદથી સખ્તાઈનાં પગલાં લઈને તે ભરાવી છે કે નહિ? તેની તપાસ કરવાનું મુંબાઇ સરકારની સંમતિથી હિંદી સરકારે ઠરાવ્યું છે."

## ગોરડનની તપાસ

પૂ. ગાંધીજી ગોળમેજીમાં ભાગ લેવા ગયા એ પહેલાં સરદાર શ્રી. વલ્લભભાઈની પૂર્ણ સંમતિથી મી. ગોરડન સમક્ષ બારડોલીના ખેડુતો પર મહેસુલ વસુલાત માટે પોલીસે કરેલા જુલ્મોનો વિસ્તૃત કેસ રજુ કરવા માટે શ્રી. ભૂલાભાઇ દેસાઈની પસંદગી કરી: સને ૧૯૩૧ ના ઓકટોબરની તા. ૫મીએ મી. ગોરડને એમની તપાસનું કાર્ય શરૂ કર્યું.

બારડોલી ખાતે સને ૧૯૨૮માં થએલા સત્યાગ્રહના સમાધાન પછી સરદારશ્રીની સુચનાથી ખેડુતોએ સરકારને આપવાના રૂ. ૨૨ લાખની એકંદર મહેસુલમાંથી રૂ. ૨૧ લાખ તો ભરી દીધા હતા. સત્યાગ્રહમાં જોડાવાને કારણે, તેમજ સ્વાભાવિક આર્થિક ભીંસમાં આવી પડેલા વાલોડ મહાલના કેટલાક ખાતેદારો અને બીજાઓનું મળીને માત્ર રૂ. એક લાખનું મહેસુલ બાકી નીકળતું. આ મહેસુલ

વસુલાત માટે સરકારની સીધી સૂચનાઓને વશ વર્તીને ખેડૂતો સામે કિન્નાખોરીભર્યાં જપ્તી અને ગિરફતારીઓનાં પગલાં લેવાયાં હતાં.

## શ્રી. ભૂલાભાઈની ગર્જના

મી. ગોરડન સમક્ષ ખેડૂતો પર થએલા ગેરવ્યાજબી સીતમોના સત્તાવાર પૂરાવાઓ રજુ કરવામાં અને જરૂરી સાક્ષી પૂરાવાઓ દ્વારા ખેડૂતો પર થએલા જુલ્મોની ખાત્રી કરાવવામાં શ્રી ભૂલાભાઈ સફળ થયા. વધુમાં તેમણે તાલુકાના સરકારી તંત્ર પર એ પ્રકારના આરોપો મૂકયા કે હેતુપૂર્વક સરકારી અમલદારોએ ખેડૂતો પર જુલ્મો ગુજાર્યા હતા.

"સરકારી અમલદારો પર આ રીતે સીધા આક્ષેપો મૂકવાનો તમારી પાસે શા પૂરાવાઓ છે?" આ પ્રકારના મી. ગોરડનના સીધા પ્રશ્નના જવાબમાં ગૌરવયુક્ત ગર્જના કરતાં શ્રી ભૂલાભાઈએ જણાવ્યું હતું કે "મારા કથનની અક્ષરશઃ સાબિતી આપવા માટે તો સરકારના ઉપરી અમલદારોએ તાલુકાની પોલીસને આપેલી સૂચનાઓ અને ફરમાનો રજુ કરવાની હું વિનતિ કરૂં છું."

મી. ગોરડને ભૂલાભાઈની આ વિનતિનો સ્વીકાર ન થઈ શકે એવું જણાવતાં આખોય પ્રશ્ન ગંભીર બન્યો. સરદાર શ્રી. વલ્લભભાઈ અને શ્રી. ભૂલાભાઈએ ગંભીર મંત્રણા કરીને નક્કી કર્યું કે સરકાર પક્ષના મી. ગોરડન એમની વલણમાં મક્કમ રહે તો એકપક્ષી તપાસ આગળ વધારવાનો કંઈ જ અર્થ નથી!

## દલીલોનો પ્રતિકાર

શ્રી. ભૂલાભાઈએ મી. ગોરડનની દલીલોનો ખુબ ગૌરવભરી રીતે પ્રતિકાર કર્યો. તેઓએ જણાવ્યું કે, તા. ૫મી માર્ચ અને

૨૮મી ઓગસ્ટ દરમ્યાન હિંદી સરકાર અને મુંબાઇ સરકારે કાઢેલાં ફરમાનોની રજુઆત કરવામાં ન્યાયનું ધોરણ જળવાશે, ઉપરાંત સરકાર અને મહાસભા વચ્ચે થએલી સમજુતીના ધોરણ પર પ્રકાશ પાડવા માટે પણ મુંબાઇ સરકાર અને હિંદી સરકારનાં ફરમાનો જરૂરી થઈ પડશે.

આ સંબંધમાં મી. ગોરડન અને ખેડુતોના વકીલ શ્રી ભૂલાભાઈ વચ્ચે ખૂબ વિવાદાસ્પદ ચર્ચા થઈ, અંતે મી. ગોરડને તા. ૧૨–૧૧–૩૧ ના રોજ એવો નિર્ણય જાહેર કર્યો કે "સરકારી ફરમાનોની રજુઆતની ગેરવ્યાજબી માગણીનો સરકારથી સ્વીકાર થઈ શકે તેમ નથી."

## સરકારની હઠીલી વલણ !

મી. ગોરડનના આ એકપક્ષી નિર્ણયને પરિણામે ગોરડનની તપાસમાંથી ખેડૂતોના પક્ષે ખસી જવાનો નિર્ણય જાહેર કરતાં શ્રી. ભૂલાભાઇએ ખુબ જ યાદગાર નિવેદન કર્યું. શ્રી. ભૂલાભાઈએ પોતાના નિવેદનમાં જણાવ્યું કે "મહાસભાએ સરકારી દફતરમાંથી કાગળો રજુ કરવાની જે માગણી કરી છે, તે માગણી ન્યાયની વધુ સ્પષ્ટતામાં મદદકર્તા થઇ પડે તેમ છે, પરંતુ મી. ગોરડનની વલણ પરથી જરૂરી હકીકતોની સ્પષ્ટતા કરવા માટે જે ચોક્કસ નિર્ણય બાંધવાના આશયથી જે તપાસ ચલાવવામાં આવે છે, તે બાબતમાં તેમની કેવા પ્રકારની ઇચ્છા છે તે સ્પષ્ટ જણાઈ આવે છે."

ગોરડનની તપાસમાંથી મહાસભા પક્ષે ખસી જવાનો નિર્ણય કર્યા પછી સરદાર શ્રી. વલ્લભભાઈએ એક નિવેદન કરતાં જણાવ્યું કે "સરકારના આશયની સ્પષ્ટતા પૂરવાર કરવામાં મદદભૂત થઈ પડે એવા કાગળો રજુ કરવાની સરકારની તૈયારી નથી, એ

સંજોગોમાં એવી તપાસ આગળ વધારવાનો કંઈ જ અર્થ ન હોઈ શકે."

સરદારશ્રી. વલ્લભભાઈએ આ વખતે પૂ. ગાંધીજીને લંડન કરેલા તારમાં પણ જણાવ્યું હતું કે "ભૂલાભાઇની સંપૂર્ણ સંમતિ સાથે ગોરડને શરૂ કરેલી તપાસ એકપક્ષી અને વિરોધાત્મક વલણ હોવાથી ખમી જવાનું અમે નક્કી કર્યું છે."

ગોરડન તપાસનો આમ કરૂણ અંત આવ્યા પછી શ્રી. ભૂલાભાઈએ મુબાઈમાં આવીને મહાસભાની સ્થાનિક પ્રવૃત્તિઓમા રસ લેવા માંડયો સને ૧૯૩૧ના અતમાં ગાધીજી નિરાશ થઈને વિલાયતથી પાછા ફર્યા, શકય હોય તે તમામ માર્ગોએ પૂ. ગાંધીજીએ સરકારના હૃદયમાં માણસાઈ પ્રગટાવવાના પ્રયાસો કર્યા, અતે સર્વ પ્રયાસોની નિષ્ફળતા પછી સને ૧૯૩૨ના જાનેવારીની તા- ૪ થીએ સરકારે 'ઓર્ડીનાન્સ રાજ્ય' નો આરંભ કર્યો

મહાસભાની તમામ પ્રવૃત્તિઓને કચડી નાખવાના સરકારી નિર્ણયનો અમલ શરૂ થયો મુબાઈમાં રોજ બ રોજ ગિરફતારીઓ અને લાઠીચાર્જ સામાન્ય બન્યાં

## ગિરફતારી અને જેલ

૧૯૩૨ના ઓર્ડીનાન્સ રાજ વખતે શ્રી. ભૂલાભાઇનું નિવાસસ્થાન 'હમમન મકાન' મુંબાઇની જ નહિ પરંતુ સમસ્ત હિંદની રાજદ્વારી પ્રવૃત્તિના એક મહત્ત્વના મથક સમાન બની ગયું મહાસભા પ્રવૃત્તિની અનેક ગુપ્ત યોજનાઓ 'હમમન મકાન'ની દીવાલો પાછળ યોજાવા માંડી. શ્રી. ભૂલાભાઇએ મુબાઇ શહેરમાં મહાસભાની પ્રવૃત્તિઓ સજીવ રાખવા છૂટે હાથે નાણાં ખર્ચવા માંડયાં રાષ્ટ્ર ભક્તિથી રંગાયેલા અનેક યુવાનો માટે શ્રી. ભૂલાભાઇની હૂંફ આશીષ



સ્વ. શ્રી. ભુલાભાઇના સુપુત્ર શ્રી. ધીરૂભાઇ, સ્વ શ્રી. ભુલાભાઇ
અને શ્રી. ધીરૂભાઇનાં પત્નિ સૌ. મધુરિબેન

સમાન નીવડી. પ્રથમ પંક્તિના નામાંકિત મહાસભાવાદીઓ તો કારાવાસની દીવાલો પાછળ પુરાઈ ચૂકયા હતા. મુંબાઈની પોલીસની નજર "હસમન મહાલ" તરફ હતી જ. શ્રી. ભૂલાભાઈએ મહાસભા પ્રવૃત્તિની દોરવણીમાં ખુબ યશસ્વી ભાગ ભજવવા ઉપરાંત અનેક રીતે મહાસભાની સેવા કરતાં રાતદિવસના પરિશ્રમની પરવા ન કરી:

—અને એક વહેલી સવારે શ્રી. ભૂલાભાઈની ગિરફતારીના વર્તમાન શહેરમાં ફરી વળ્યા. ન્યાય મંદિરોમાં પ્રતિષ્ઠા ધરાવતા એ સમર્થ ધારાશાસ્ત્રી એક અતિ સામાન્ય પોલીસના કબજામાં આવી પડ્યા! શ્રી. ભૂલાભાઈની ગિરફતારી એ એક ભવ્ય પ્રસંગ હતો! શ્રી. ભૂલાભાઈની રાષ્ટ્રસેવાની દીક્ષા એ ભવ્ય ગિરફતારીથી વધુ પવિત્ર બની! વધુ દેદીપ્યમાન બની!

## શું એ ન્યાય છે!

શ્રી. ભૂલાભાઈ દેસાઈની ઈમરજન્સી પાવર્સ ઓર્ડીનાન્સ અનુસાર ગિરફતારી થઈ એ સંબંધમાં શ્રી. ભૂલાભાઈએ, વડી ધારાસભાના નેતા તરીકે સરકારની બેહુદી ન્યાય પદ્ધતિ અંગે જુદેમો સંબંમાં આપેલા ભાષણમાં ખુબ સરસ વર્ણન કર્યું છે. પોતાની ગિરફતારી અને સજા સંબંધમાં શ્રી. ભૂલાભાઈએ પોતાના જ શબ્દોમાં વડી ધારાસભામાં આપેલું વર્ણન નીચે મુજબ છે:

"મુંબાઈમાંથી મને એક સોહામણી સવારે પકડવામાં આવ્યો. હિન્દુસ્તાનની શાંતિમાં ભંગ થાય એવી પ્રવૃત્તિમાં ભાગ લેવાનો મારા પર આરોપ મૂકવામાં આવ્યો હતો. મને નાશીક લઈ જવામાં આવ્યો અને વધુમાં મને કહેવામાં આવ્યું કે 'તમારે અહીં નાશીકમાં જ રહેવું પડશે! નાશીકની સરહદ છોડશો તો તમને ગિરફતાર કરવામાં આવશે.' સરકારના એક જવાબદાર

અમલદારે મને આમ કહેલું. આ પછી બે ત્રણ દિવસે નામદાર માજીસ્ટ્રેટનાં મને દર્શન થાય છે! માજીસ્ટ્રેટે મને સલાહ આપી કે, મી. દેસાઈ, તમે પ્રેક્ટીસ પણ કરી શકો નહિ, તેમજ બીજી કંઈ જ પ્રવૃત્તિ પણ ન કરી શકો!' માજીસ્ટ્રેટે મને વધુમાં કહ્યું કે, "જુઓ મી. દેસાઇ, લોકોનાં મોટાં ટોળાઓને આકર્ષવામાં તમે માનતા હો, એમ હું નથી ધારતોઃ તમે તમારી મોટરમાં મારા બંગલા આગળથી પસાર થતા હશો, ત્યારે ડેપ્યુટી પોલીસ કમીશ્નર તમને આગળ વધતા અટકાવીને તેઓ તમને મારા બંગલામાં લાવશે, એ પછી તમે બંગલામાં આવજોઃ તમને હું બંગલામાં આરોપનામું તૈયાર કરીને સજા કરીશ, અને સીધા જ જેલમાં મોકલવાની વ્યવસ્થા કરીશ."

"સજાઓ કરવાની આવી હાસ્યાસ્પદ પદ્ધતિઓથી શું સરકારની પ્રતિષ્ઠા વધે છે? આ કરતાં તો વધુ વ્યાજબી અને શોભાસ્પદ માર્ગ તો એ છે કે સરકારને ઠીક લાગે તેવા માણસને ગિરફતાર કરીને પાંચ વર્ષની સજા કરી લ્યે, આમ કરવામાં વધુ પ્રમાણિકતા અને સરળતા થશે, પરંતુ ગિરફતારીઓ અને ન્યાય કર્યાનાં પોકળ નાટકો ભજવવા જેવું કરવાથી તો સરકારની અને ન્યાયની પ્રતિષ્ઠા જોખમાશે."

વડી ધારાસભામાં સરકારનાં જુલ્મી પગલાંઓ પર સનત ટીકા કરતાં શ્રી. ભૂલાભાઈએ જણાવ્યું કે "માત્ર નાશીક જવા માટે— માત્ર એટલા ગુન્હા માટે મને બે વર્ષની કેદ અને રૂ. દસ હજારના દંડની સજા ફરમાવવામાં આવી!"

## નાશીક જેલમાં

ઈમરજન્સી પાવર્સ ઓર્ડીનાન્સ અનુસાર શ્રી. ભૂલાભાઈને સજા થયા પછી તેમને 'અ' વર્ગમાં મૂકવામાં આવ્યા. નાશીક

જેલમાં મુંબઈ - ઇલાકાના આગેવાન રાજદ્વારીઓ સાથે શ્રી ભૂલાભાઈએ જેલમાં ખુબ ખેલદિલીથી દિવસો ગાળવા માંડયા !

શ્રી. ભૂલાભાઈને દૂરથી ઓળખનારાઓમાંના અનેકને એમના અંગત સંસર્ગમાં આવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું; સૌજન્ય અને મીઠી વાણી ઉપરાંત રમુજી પ્રકૃતિને કારણે શ્રી. ભૂલાભાઈ જેલમાં સૌના આદરપાત્ર બન્યા ! કેટલાક મિત્રોના આગ્રહથી જેલમાં શ્રી. ભૂલાભાઇએ એમના અનુભવો વ્યક્ત કરતાં થોડાક ભાષણો કર્યાં. "મારા વિખ્યાત મુકદ્દમાઓ" "નામાંકિત ન્યાયમૂર્તિઓ" વગેરે વિષયો પરનાં તેમનાં વ્યાખ્યાનો જો કે એમના થોડાક જેલવાસી મિત્રોએ જ સાંભળેલાં પરંતુ એ વ્યાખ્યાનોમાં શ્રી. ભૂલાભાઇએ રજુ કરેલી હકીકતો ખુબ જ રસપ્રદ હતી.

શ્રી. ભૂલાભાઈ જેલમાં રોજ સાંજે મળતાં 'ડાયરા' માં મુખ્ય સ્થાને હોય જ. ઇલાકાની અને સમગ્ર દેશની નામાંકિત વ્યક્તિઓ વિવિધ વાક્ વિનોદ કરતા. જેલમાં શ્રી. ભૂલાભાઇના સાથીદારોમાં શ્રી. બી. જી. ખેર, શ્રી. મંગળદાસ પકવાસા, શ્રી. મોરારજી દેસાઈ, શ્રી. મોતીચંદ કાપડીઆ, શ્રી. નગીનદાસ માસ્તર, શ્રી. શાંતિલાલ શાહ જેવાઓ ઉપરાંત યુવાન સમાજવાદીઓમાંના શ્રી. જયપ્રકાશ, શ્રી. મસાણી અને શ્રી. યુસુફ મહેરઅલી મુખ્ય હતા.

## સમાજવાદીઓ સાથે

નાના મોટા સૌ સાથીઓ સાથે સૌજન્યપૂર્ણ વર્તાવથી શ્રી. ભૂલાભાઈ માટે સૌના હૃદયમાં ખુબ જ ઉચ્ચ લાગણીઓ જન્મી હતી, ઇતિહાસ, રાજકારણ, અને અર્થશાસ્ત્રના તેઓ અઠંગ અભ્યાસી હતા, જેલમાં તેઓએ આંતરરાષ્ટ્રીય રાજકારણ અને સમાજવાદ તેમજ સામ્યવાદની તુલના કરતા ઘણા ગ્રંથો એકત્ર કર્યા હતા. વિખ્યાત સમાજવાદી શ્રી. જયપ્રકાશ અને શ્રી. મહેરઅલી સાથે

તેઓ 'સમાજવાદ'ની ચર્ચાઓમાં પણ ભાગ લેતા. જેલના એ દિવસોનું સ્મરણ કરતાં શ્રી. ભૂલાભાઈએ શ્રી. પ્રકાશને એકવાર સહજ વ્યંગમાં કહેલું કે "આ જયપ્રકાશ અને મહેરઅલીને જેલમાં સમાજવાદનાં પુસ્તકો આપીને મેં ભૂલ તો નથી કરીને! એ યુવાનો કઈ તરફ જતા જાય છે, એ જ હું સમજી શકતો નથી!"

મહાસભા પક્ષ સામે સમાજવાદી પક્ષે મોરચા માંડવા જેવું માનસ દાખવ્યું ત્યારે તેઓએ ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા હતા.

નાશીક જેલમાં શ્રી. ભૂલાભાઇની નાદુરસ્ત તબિયત ગંભીર માંદગીમાં પલટાઇ ગઈ. એક રાત્રે એકાએક જેલની કોટડીમાંથી તેમને જેલ હોસ્પીટલમાં લઈ જવામાં આવ્યા, અને બીજે જ દિવસે સરકારે તેમને મુક્ત કર્યા. જેલમૂક્તિ પછી દાક્તરી સારવાર અને આરામ પછી પુનઃ શ્રી. ભૂલાભાઈ રાષ્ટ્રસેવાના કામમાં લાગી ગયા!

## પાર્લામેન્ટરી બોર્ડના મંત્રી

બિહારના ધરતીકંપ પછી પૂનઃ સને ૧૮૩૩ માં રાષ્ટ્રના રાજકારણમાં નવો પલ્ટો આવ્યો. 'વ્યક્તિગત સત્યાગ્રહ' ના ગાંધીજીએ આરંભેલા કાર્યક્રમને ગાંધીજીએ મોકુફ રાખીને બિહારના ધરતીકંપ પીડિતોની સહાયમાં લાગી જવાનો સૌને આદેશ આપ્યો—અને ૧૯૩૪ના આરંભમાં રાષ્ટ્ર સમક્ષ કોઈ પ્રકારનો ચોક્કસ રાજદ્વારી કાર્યક્રમ ન રહ્યો.

ધારાસભા પ્રવેશનો પ્રશ્ન પુનઃ દેશના આગેવાન મહાસભાવાદીઓ માટે ઉપસ્થિત થયો. મહાસભાના ધ્યેયમાં માનતા છતાં ગાંધીજીના 'વ્યક્તિગત સત્યાગ્રહ' માં સામેલ ન થયા હોય એવા અનેક મહાસભાવાદીઓએ ધારાસભા પ્રવેશની અગત્ય સ્વીકારી.

સને ૧૯૩૪ના માર્ચ માસમાં ડૉ. અનસારીએ ધારાસભા પ્રવેશમાં માનતા આગેવાન મહાસભાવાદીઓની એક સભા બોલાવી.

આ સભામાં ડૉ. અનસારી અને શ્રી. ભૂલાભાઇએ ધારાસભા પ્રવેશનો પ્રશ્ન રજુ કર્યો. ધારાસભાઓમાં મહાસભા પક્ષની પ્રવૃતિને વેગ આપે એવા કાર્યક્રમ સાથે પ્રવેશ કરવાનું નક્કી થયું. સ્વ. દેશબંધુ દાસે સ્થાપેલ 'સ્વરાજ્ય પક્ષ'ની પૂનર્રચના થઈ. 'સ્વરાજ્ય પક્ષ' સમક્ષ સૌથી મહત્વનું કાર્ય વડી ધારાસભાની ચૂંટણીમાં રાષ્ટ્રવાદી સભ્યોની સફળતાનું હતું. આ માટે એક મધ્યસ્થ પાર્લામેન્ટરી બોર્ડ નિયુક્ત કરાયું, અને એ બોર્ડનાં મંત્રી તરીકે શ્રી. ભૂલાભાઇ દેશાઇની સર્વાનુમતે પસંદગી કરવામાં આવી.

સ્વરાજ પક્ષની પુનર્રચના મહાસભાએ વધાવી લીધી. પૂ. ગાંધીજીએ પણ દેશ હિતની દૃષ્ટિએ ધારાસભા પ્રવેશના કાર્યક્રમને આશીર્વાદ આપ્યા. અને દેશભરમાં મહાસભા પક્ષના પ્રતિનિધિઓને ચૂંટણીમાં સફળતા મળે એ પ્રકારના પ્રચારકાર્યના મોરચા મંડાયા.

શ્રી. ભૂલાભાઈ દેશાએ પાર્લામેન્ટરી બોર્ડના મંત્રી તરીકે ચાર માસ સુધી દેશના મુખ્ય શહેરોમાં પ્રવાસ કરીને પ્રાંતપ્રાંતના લોકમતને જાગૃત કર્યો. ચૂંટણીનાં પરિણામોમાં મહાસભા પક્ષનો જ્વલંત વિજય થયો. એકંદરે ૪૪ બેઠકો મહાસભાએ કબજે કરી. વડી ધારાસભાના 'મહાસભા પક્ષે' પક્ષના આગેવાન તરીકે શ્રી. ભૂલાભાઈની પસંદગી કરી, અને સ્વ. દેશબંધુદાસ અને સ્વ. પંડીત મોતીલાલ નેહરૂએ ગૌરવપૂર્વક જાળવેલું આસન શોભાવવાના શ્રી. ભૂલાભાઈના પ્રયાસોનો આરંભ થયો.

## પ્રથમ પંક્તિના નેતા

રાષ્ટ્રસેવાના રંગે રંગાએલા શ્રી. ભૂલાભાઇએ વડી ધારાસભામાં મહાસભા પક્ષના અગ્રણી તરીકે ખુબ સફળતાપૂર્વક કાર્ય કર્યું. શ્રી. મોતીલાલ નેહરૂ અને શ્રી. ભૂલાભાઈની સરખામણીઓ થવા માંડી. વડી ધારાસભામાં મહાસભા પક્ષના નેતૃત્વ ઉપરાંત સને ૧૯૩૭-

માં મુંબઇ મહાસભા સમિતિના પ્રમુખ તરીકે તેમની વરણી થઈ, સાથે સાથે રાષ્ટ્રીય મહાસભાની કારોબારીમાં પણ એમની પસંદગી થઇ. આ રીતે ૧૯૩૫ના વર્ષમાં શ્રી. ભૂલાભાઈ રાષ્ટ્રના પ્રથમ પંક્તિના આગેવાન બની ચૂક્યા.

મહાસભાના આદેશને વશ થઇને 'મહાસભા પક્ષે' ધારાસભાની બેઠકોનો બહિષ્કાર કર્યો, અને પુનઃ શ્રી. ભૂલાભાઇએ મહાસભાની સક્રિય લડતમાં ભાગ લેવાનું શરૂ કર્યું. સને ૧૯૪૦માં એમની બીજી વાર ધરપકડ કરવામાં આવી, અને એમને યરવડા જેલમાં રાખવામાં આવ્યા. થોડાક મહિનાઓ જેલવાસ ભોગવ્યા પછી પૂન એમની તબિયત કથળી અને લાંબો વખત સુધી દાક્તરી સારવાર નીચે રહેવું પડ્યું.

## ૮ : વડી ધારાસભામાં

સ્વ. દેશબંધુદાસ અને સ્વ શ્રી. મોતીલાલજી જેવા વિચક્ષણ વક્તાઓની ગર્જનાઓથી જે ભવ્ય સ્થાન ગુંજતું હતું તે સ્થાને શ્રી. ભૂલાભાઇ બિરાજ્યા ત્યારે એમની અસાધારણ શક્તિઓ, અજબ ચાતુર્ય, અને રાજદ્વારી કુનેહની ઘણા ઓછા માણસોને જાણ હતીઃ મુંબઇના એક સમર્થ ધારાશાસ્ત્રી અને કાબેલ વક્તા તરીકે તેઓની પ્રતિષ્ઠા જામેલી પરંતુ શિસ્ત, બંધારણ અને આંટીઘુંટીવાળા પ્રશ્નોની ચર્ચાની આગેવાની લેવાની એમની શક્તિનો એમના નિકટવર્તી મિત્રો સિવાય બીજાઓને પરિચય ન હતો.

સ્વરાજ્ય પક્ષના મંત્રી તરીકે અને વડી ધારાસભામાં મહાસભા પક્ષના અગ્રણી તરીકે, સ્વ. પંડીત મોતીલાલ નેહરૂએ જમાવેલી પ્રતિષ્ઠામાં શ્રી. ભૂલાભાઈએ વૃદ્ધિ કરવાનો અને પોતાની તમામ શક્તિઓ વડી ધારાસભાના કાર્યમાં યોજવાનો નિર્ણય કર્યો.

### મહાસભા પક્ષના અગ્રણી

સને ૧૯૩૫ના જાનેવારીની તા. ૨૧ મીએ દિલ્હીમાં વડી-ધારાસભાનું કાર્ય શરૂ થયું- સ્વ. પંડીત મોતીલાલજીના સ્થાને

સૌએ ધારી ધારીને જોવા માંડ્યું. સરકાર પક્ષના મહારથીઓ અને મુસ્લીમ લીગના તેમજ યુરોપીયન પક્ષના સભ્યોએ શ્રી. ભૂલાભાઇ દેસાઇના વાક્પાટવ, અને કુનેહનાં ખુબ વખાણ સાંભળેલાં:

શ્રી. ભૂલાભાઇના અન્ય મહાસભાવાદી સાથીઓમાં શ્રી, સત્યમૂર્તિ, લાલા શામલાલ, શ્રી. જી. વી. દેશમુખ, શ્રી. ગાડગીલ, શ્રી. અસફઅલી પં. નિલકંઠદાસ, શ્રી. અખિલચંદ્ર દત્ત, શ્રી. વી. વી. ગીરી, પં. ગોવિંદ વલ્લભ પંત, સરદાર સંતસીંગ, શ્રી. શ્રીપ્રકાશમ વગેરે આગેવાન દેશભક્તો હતા. મુસ્લીમ લીગ પક્ષના વડા તરીકે શ્રી. મહમદઅલી ઝીના અને રાષ્ટ્રવાદી મહાસભાપક્ષના વડા તરીકે શ્રી. એમ. એસ. અણે હતા. સરકાર પક્ષના મહારથીઓમાં સર હેનરી ક્રેક, સર નૃપેન્દ્રનાથ સરકાર, મી. ટોટનહામ વગેરે હતા. વિખ્યાત ન્યાયમૂર્તિ સર અબ્દુલ રહીમ અધ્યક્ષસ્થાન શોભાવતા.

## પહેલી ગર્જના

"—અને આપણા દેશનું એક પરમ દુર્ભાગ્ય એ છે કે, જે સરકાર રાજ્ય કરે છે તે સરકાર પ્રજાના પ્રાથમિક હકોની સતત અવગણના કરવાનું સાહસ કરે છે. સત્ય હકીકત તો એ છે કે, કાયદેસર રીતે સજા પામેલાને પણ ન્યાયની અદાલત કે એવી કોઈ વરિષ્ઠ સત્તાની આજ્ઞા થાય તો તેને હાજર કરવામાં આવે છે. શ્રી. શરદબોઝને કોઈ પ્રકારની સજા થઇ નથી, તેમનો કોઇ ગુન્હો સાબિત થયો નથી, છતાંય તેમને ધારાસભાના સભ્ય તરીકેની ફરજ બજાવતાં અટકાવવામાં આવ્યા છે!" આ શબ્દોમાં શ્રી. ભૂલાભાઇએ પહેલી જ વાર વડીધારાસભાના સર્વ પક્ષોને એમના તેજસ્વી વક્તૃત્વ અને ખંધારણીય જ્ઞાનની ખાત્રી આપી. એ શબ્દો અને પ્રસંગ વડી ધારાસભાના ઇતિહાસમાં ચિરંજીવ બની ગયો.



વડી ધારાસભાના સભ્યો સાથે : ૧૯૩૫ માં મહાસભા પક્ષના વડા તરીકે શ્રી ભુલાભાઈ
(મધ્યમાં વડીધારાસભાના અધ્યક્ષ સાથે)

બંગાળના મતદારોએ શ્રી. શરદચંદ્ર બોઝને વડી ધારાસભામાં પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટયા હતા, એ પછી હિંદી સરકારના સને ૧૯૧૮ના ત્રીજા રેગ્યુલેશન અનુસાર શ્રી. શરદ બોઝને સરકારે અટકાયતમાં રાખેલા, એ સંજોગોમાં શ્રી. શરદબાબુ વડી ધારાસભામાં સભ્ય તરીકે હાજરી આપી શકયા ન હતા. આ રીતે વડી ધારાસભાના સભ્યના ધારાસભામાં ભાગ લેવાના વ્યાજબી હક્કની અવગણના અંગેના સરકારી પગલાંની ચર્ચા કરવાના અને એ રીતે સરકારનો વિરોધ વ્યક્ત કરવાના આશયથી મહાસભાના પક્ષના શ્રી. બારડોલાઇએ ધારાસભાની બેઠક મોકુફ રાખવાનો ઠરાવ પેશ કર્યો હતો. એ ઠરાવ પરની ચર્ચા દરમ્યાન મહાસભા પક્ષના વડા તરીકે શ્રી. ભૂલાભાઇ દેસાઇએ ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા હતા.

## વક્તૃત્વની ખુબીઓ

શ્રી. શરદચંદ્ર બોઝની અટકાયતનો વિરોધ કરતાં શ્રી. ભૂલાભાઈએ એમની વિશિષ્ટ વક્તૃત્વ શૈલીનો પહેલી જ વાર સરકાર પક્ષના અને ધારાસભાના અન્ય સભ્યોને ખ્યાલ આપ્યો: કાયદા અને બંધારણની આંટીઘુંટીના અઠંગ અભ્યાસી સમા શ્રી. ભૂલાભાઈનો સામનો કરવાનું કેટલું મુશ્કેલીભર્યું બનશે એનો ખ્યાલ સરકાર પક્ષના અને મુસ્લિમ લીગના સભ્યોને આવી ગયો.

છટાદાર ભાષાપ્રવાહ, શ્રેણીબદ્ધ દલીલો અને વિકરાળ છતાં ચબરાક સાવઝ આસ્તે આસ્તે કદમ બઢાવીને ભક્ષ્યની ગરદનનો સાવધાનીપૂર્વક કબજો લેવામાં સફળ થાય, એ પ્રકારની કુનેહવાળા શ્રી. ભૂલાભાઈ એમના પ્રથમ ભાષણથી જ સૌના માનપાત્ર બની ચૂકયા. સ્વ શ્રી. મોતીલાલજી ભાષણ કરતા હોય ત્યારે તેમને ઉશ્કેરાટમાં લાવવા માટે અને એમ કરીને એમના સતત વાક્પ્રવાહને કંઇક અકળાવવા માટે પ્રતિપક્ષના સભ્યોમાંના કોઇક વચ્ચે વચ્ચે

'સવાલો' કરવાની અને એમ કરીને પંડીતજીને મૂળ મુદ્દાથી અળગી જ બાજુ ખેંચી જવાની હિકમત વાપરતા. શ્રી. ભૂલાભાઈ સામે આ પ્રકારની અને આવી બીજી હિકમતોનો કંઇ અર્થ નહિ સરે એમ પહેલાંજ અનુભવે સૌને લાગ્યું: શાબ્દિક આક્રમણનો આરંભ કરતા પહેલાં શ્રી. ભૂલાભાઇ આરંભમાં હંમેશાં થોડાંક મધૂર અને વિનય-ભર્યાં વાકયોની આયોજના કરતા અને એ આરંભનાં વાકયોની મધુરપ પછી તરત જ મૂળ મુદ્દાના મોરચાનો આરંભ કરવામાં તેઓ ખુબ નિષ્ણાત હતા. પ્રતિપક્ષની દલીલોનું હાર્દ પકડીને એ દલીલો કાં તો પાયા વગરની છે, યા સત્યથી સદંતર વેગળી છે, એ પ્રતિ-પાદન કરવામાં તેઓ એક્કા હતા.

## તલસ્પર્શી જ્ઞાન

શ્રી. ભૂલાભાઈના રાજદ્વારી જીવનમાં વડી ધારાસભાની કારકિર્દી અને "આઝાદ હિંદ ફોજ કેસ'માં એમણે લીધેલી જહેમત એ ચિરંજીવ પ્રસંગો છે. સને ૧૯૩૫ થી ૧૯૪૫ સુધીનાં વડી ધારા સભામાં એમણે મહાસભા પક્ષની નીતિને અનુરૂપ રહીને આપેલાં તેજસ્વી વ્યાખ્યાનો દ્વારા એમની જ્વલંત દેશભક્તિ અને મહાસભા પરત્વેની ભારોભાર વફાદારીનાં દર્શન થાય છે. દસ વર્ષે દરમ્યાન જ્યારે જ્યારે મહાસભાની કારોબારીએ મહાસભા પક્ષને ધારાસભાના ત્યાગ કરવાનો આદેશ આપ્યો ત્યારે એ આદેશને માન આપવામાં તેમણે કદીય આનાકાની કરી નથી. વડી ધારાસભામાં 'મહાસભા પક્ષ' ની હાજરી ન હોય ત્યારે ધારાસભાના કામકાજમાં કોઇ પ્રકારની ઉત્સાહ કે જાગૃતિ જણાય જ નહિ.

શ્રી. ભૂલાભાઇ વડી ધારાસભામાં પ્રવેશ્યા તે પહેલાં એક સમર્થ ધારાશાસ્ત્રી અને બાહોશ વક્તા તરીકેની તેમની ખ્યાતિ હતી, પરંતુ

રાજદ્વારી પ્રશ્નો ઉપરાંત આંતરરાષ્ટ્રીય રાજકારણ અને રાજકીય આંટીઘુંટી સમજવામાં અને એનો ઉકેલ કરવાની એમનામાં ભારે કુનેહ હોવાની શક્તિનો વડી ધારાસભામાંના એમના કાર્યથી જ સૌને પરિચય થયો. વડી ધારાસભા સમક્ષ રેલ્વે, વીમો, વ્યાપારી કરારો, અને બીજી અનેક બાબતો ચર્ચા માટે આવતી, અને એ તમામ વિષયો પર શ્રી. ભૂલાભાઈએ તેઓ સર્વ વિષયના નિષ્ણાત અભ્યાસી હોય તે રીતે ભાષણો આપેલાં, એમની આ વિરલ શક્તિ અને ધીરજપૂર્વક નવા વિષયોનો તલસ્પર્શી અભ્યાસ કરવાની ચીવટને પરિણામે શ્રી. મોતીલાલજીની ખોટ પૂરવામાં એમને બહુ સમય ન લાગ્યો. પૂ. ગાંધીજીએ એમના માટે રાખેલી આશા એમણે પાર પાડી, એટલું જ નહિ પરંતુ સમગ્ર દેશને ખાત્રી થઈ કે સ્વ. શ્રી. મોતીલાલજી જેવી જ શક્તિઓ ધરાવતો પુરુષ ' મહાસભા પક્ષ 'ને મળી ગયો છે.

## સર્વનાં સન્માનયોગ્ય

સૌજન્યપૂર્ણ વ્યવહાર અને નમ્રતાનાં નીરથી તરબોળ થઈને પ્રગટતી વાણી અને નિરાડંબરી વર્તાવ. એ શ્રી. ભૂલાભાઈની જીવન-સિદ્ધિનાં ખુબ મહત્વનાં અંગો છે. ધારાશાસ્ત્રી તરીકે, વડી ધારાસભામાં મહાસભા પક્ષના વડા તરીકે, તેમજ ખાનગી જીવનમાં શ્રી. ભૂલાભાઈની સાથે સંપર્કમાં આવનાર સૌ એમના વ્યક્તિત્વનાં આકર્ષણથી મુગ્ધ બની જતા. કેટલીક વખત એમને ન રુચતાં માણસો આવી જાય કે અણગમતા પ્રસંગો બની જાય છતાંય પ્રસંગને અનુરૂપ બની જવાનું તેઓ કદી ન ચૂકતા, એટલું જ નહિ પરંતુ પોતાનું ગૌરવ જળવાય એ રીતે પ્રસંગ કે વ્યક્તિ સાથે હર્ષપૂર્વક ભળી જતા.

વડી ધારાસભામાં ' મહાસભા પક્ષના વડા ' તરીકે તેઓને સરકારના તેમજ અન્ય પક્ષોના સભ્યોનો સંસર્ગ સાધવો પડતો, આવા પ્રસંગોએ શ્રી. ભૂલાભાઈ એવું વર્તન રાખતા

કે પ્રતિપક્ષીઓ પણ એમના વક્તવ્યમાં વિશ્વાસ રાખવાનું યોગ્ય સમજે. પોતાના પક્ષની સ્થિતિ મજબૂત હોવાનું સમજવા છતાં પ તેઓ પ્રતિપક્ષના બળ ઓછાં હોવાનું માની લઇને બેપરવા બનતા નહિ. સરકાર પક્ષના સભ્યો પણ શ્રી. ભૂલાભાઈ માટે ખૂબ સન્માન ધરાવતા.

## રાષ્ટ્રહિતોના ચોકીદાર

શ્રી. ભૂલાભાઇએ વડી ધારાસભામાં રાષ્ટ્રહિતોની સતત જાળવણી કરવા ઉપરાંત સરકારનાં પ્રસાઘાતી પગલાંઓ સામે વારંવાર મોરચા માંડીને કરેલું કાર્ય રાષ્ટ્રીય મહાસભાના સત્તાવાર ઇતિહાસમાં અંકિત થયું છે. મહાસભાના ઇતિહાસકારના એ શબ્દો આ રહ્યા

" શ્રી. ભૂલાભાઇની કાર્યકુશળતા પંડીત મોતીલાલજીનું સ્મરણ કરાવતી. મુંબાઇની હાઈકોર્ટના એ વિજયી એડવોકેટ જનરલ હતા, અને સરકારની ઉચ્ચ પદવીઓ એમના જેવા માટે સુલભ હતી છતાં એમણે તેની દરકાર જ ન કરી. "

## યાદગાર ભાષણો

સને ૧૯૩૫થી સને ૧૯૩૮નાં વર્ષો સુધીમાં અને એ પછી વડી ધારાસભામાં પ્રજા પક્ષે રહીને શ્રી. ભૂલાભાઈએ આપેલાં વ્યાખ્યાનોનો સ્વતંત્ર ગ્રંથ જ તૈયાર થઇ શકે. એમનાં વ્યાખ્યાનોમાંનાં કેટલાંક રેલ્વે એક્ટ, ઇન્સ્યુરન્સ એક્ટ, બજેટની આંકડાબુંદી, ઉપરાંત કાયદા કાનૂનો અને કેટલીક વખતે પ્રતિપક્ષની દલીલોના પ્રતિકાર માટે થએલાં છે. એ તમામ વ્યાખ્યાનો પરથી રાષ્ટ્રવાદ ઉપરાંત હિંદી પ્રજાનાં હિતો જાળવવા માટે એમણે ચલાવેલી લડતનો સંપૂર્ણ ખ્યાલ આવી શકે તેમ છે.

સને ૧૯૩૫થી સને ૧૯૪૫ના આરંભ સુધીનાં વડી ધારાસભામાંનાં શ્રી. ભૂલાભાઈનાં ભાષણો હિંદી સરકારનાં સત્તાવાર પ્રકાશનોમાં જળવાઇ રહ્યાં છે, એ ભાષણો પરથી શ્રી. ભૂલાભાઈનું પ્રત્યેક વિષયનું તલસ્પર્શી જ્ઞાન સ્પષ્ટ થાય છે.

સરકારની દમનનીતિનાં પગલાં પર શ્રી. ભૂલાભાઈએ આપેલાં વ્યાખ્યાનોમાં હકીકતોનું સમર્થન કરતાં જ્યારે જ્યારે તેઓ પૂરાવાઓ રજૂ કરતા ત્યારે સરકારી દફતરોમાં સંગ્રહાએલી હકીકતો ઝાંખી પડે એટલી માહિતીઓ તેમની પાસે રહેતી. કેટલીકવાર ધારાસભામાંના એમના ભાષણ પછી સરકાર પક્ષના સભ્યો શ્રી. ભૂલાભાઇએ એકત્ર કરેલી હકીકતો વિગતવાર જાણવાનો પ્રયાસ કરતા. બજેટની ચર્ચા વખતે શ્રી. ભૂલાભાઈ જ્યારે આંકડાઓની ઇંદ્રજાળ દર્શાવતાં કથનો રજુ કરતા ત્યારે અર્થશાસ્ત્રનો એમનો અભ્યાસ અને અનુભવ મૂર્ત થતાં, ઉપરાંત સરકાર પક્ષે રજુ કરેલી ભૂલભૂલામણી પર વેધક પ્રકાશ પાડવામાં તેઓ સફળ થતા.

## નિરાળું વ્યક્તિત્વ

શ્રી. ભૂલાભાઈ સંબંધમાં દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સ'ના વડી ધારાસભાના પ્રતિનિધિએ લખ્યું હતું કે: "એમનાં ભાષણોમાં લાલા લજપતરાયની ગર્જના ન હતી, તેમજ પં. મદનમોહન માલવીયા જેવી વિસ્તૃત અને હાવકી હકીકતો પણ ન હતી, તેમજ પંડીત મોતીલાલ જેવી ફુલ્ઝરીઓ ઉપજાવવાનું તેમને નહોતું આવડતું, છતાં ય ચકોર સાવઝની છટાથી પ્રતિપક્ષને મધુર શબ્દોથી ઘેરીને પ્રતિપક્ષીની દલીલોના ગઢના કાંગરા તોડવાની તાકાત એમની ભાષામાં હતી. એમની વાણીની છટા અને પોતાનો પક્ષ રજુ કરવાની કાબેલિયત ઉપરાંત પ્રત્યેક વિધાનની વૈજ્ઞાનિક છણાવટ કરવામાં શ્રી. ભૂલાભાઈ વધુ માર્ક મેળવી જાય એમાં શંકા નહિ."

"મોતીલાલજીનું ગાંભીર્ય, લાલાજીનો જુસ્સો અને હકીકતો માટેની પં. મદનમોહન માલવીયા જેવી ચોકસાઈએ સર્વ તત્વો ઉપરાંત સુરેખ, સ્પષ્ટ અને મોહક વાક્ધારા, એ બધાંનો સુયોગ એટલે શ્રી. ભૂલાભાઈનું વક્તૃત્વ. પ્રતિપક્ષની હકીકતોની નિર્બળતા પારખી જતાં તેમને વાર ન લાગે, અને સ્વપક્ષની સબળ દલીલોને વધુ સબળ બનાવવા માટે તેઓ હકીકતોની રજુઆત કરવા કરતાં સીધા પૂરાવાઓ રજુ કરવાનું ખાસ લક્ષમાં લેતા. છેલ્લાં પચીસ વર્ષોમાં ધારાસભામાં આવેલા તમામ વક્તાઓ કરતાં શ્રી. ભૂલાભાઈનું વક્તૃત્વ અને વ્યક્તિત્વ અનેક રીતે નિરાળું હતું."

## સ્વ. મોતીલાલજી અને શ્રી. ભૂલાભાઈ

વડી ધારાસભામાં 'મહાસભા પક્ષ'ના વડા તરીકેનાં સ્થાન શોભાવનારા સ્વ. મોતીલાલજી અને શ્રી. ભૂલાભાઇનાં જીવનોનો વિકાસ અને એમનાં સ્વભાવ ચિત્રો તરફ જરા નજર કરીએ.

સ્વ. મોતીલાલજી આજન્મ શ્રીમંત વ્યક્તિ હતા, શ્રીમંતાઈ અને શ્રીમંતાઇને વરેલાં તત્વોથી વિભૂષિત હતા. જ્યારે શ્રી. ભૂલાભાઈ એક સામાન્ય કુટુંબમાં જન્મીને ખૂબ પરિશ્રમથી આગળ વધેલા પુરૂષ હતા. ધારાશાસ્ત્રી તરીકે બન્નેની કીર્તિ સમાન કક્ષાની જ ગણાય.

મોતીલાલજી વડી ધારાસભામાં પ્રવેશ્યા ત્યારે હિંદી રાષ્ટ્રીય મહાસભાના માન્ય આગેવાનનું પદ તેઓ મેળવી ચૂકેલા, જ્યારે શ્રી. ભૂલાભાઈ માટે એ સ્થાન થોડુંક છેટું હતું. જાહેર જીવનમાં શ્રી. મોતીલાલજી કરતાં શ્રી. ભૂલાભાઈ વધુ લોકપ્રિય થઈ શક્યા, તેનું કારણ તેમની સ્વભાવગત સાદાઈ અને સૌજન્ય હતાં. જ્યારે શ્રી. મોતીલાલજીમાં સાદાઈ કે સૌજન્યની ઉણપ સૌને સાલતી. સામાન્ય માણસોનો સંસર્ગ શ્રી. મોતીલાલજી ભાગ્યે જ નિભાવી લેતા. શ્રી. ભૂલાભાઈ નાના મોટા સૌનો સંપર્ક વધાવી લેતા.

પં. મોતીલાલજીની વાણીમાં ગૌરવ અવશ્ય હતું. પરંતુ શ્રી. ભૂલાભાઇની વાણીની મીઠાશ ઘણાંનું આકર્ષણ કરતી. મોતીલાલજી એટલે કડક શિસ્તના હિમાયતી. શ્રી. ભૂલાભાઇ શિસ્ત પાલનમાં માનતા પરંતુ મોતીલાલજી જેટલી ઉગ્ર રીતે નહિ જ. શ્રી. મોતીલાલજીના હૃદયને સ્પર્શ કરવા માટે મુશ્કેલ સીડીઓ સાધ્ય કરવી પડે તેમ હતું. શ્રી. ભૂલાભાઈના હૃદયને સ્પર્શ કરવા અંતરની લાગણીઓનો આશ્રય લેવો પડતો. પ્રતિપક્ષીઓ અને સરકાર પક્ષ સાથે શ્રી. મોતીલાલજી સામાન્ય વહેવારમાં પણ જરૂર જેટલો જ સંબંધ રાખતા, જ્યારે શ્રી. ભૂલાભાઈની કાર્યપ્રણાલિ એથી સાવ ઉલટી જ લેખાતી.

સત્તા, શિસ્ત, અને અતિ ગૌરવ એ શ્રી. મોતીલાલજીની પ્રવૃત્તિઓમાં આગળ પડતાં તત્વો દેખાતાં, જ્યારે સૌજન્ય, સાદાઈ, અને માનપ્રદ છતાં મોહક ગૌરવ માટે શ્રી. ભૂલાભાઈ જાણીતા હતા.

સામાન્ય પ્રસંગો અને સામાન્ય વ્યક્તિઓના સંસર્ગમાં શ્રી. મોતીલાલજી 'માનભંગ' અનુભવતા. બહુ સહેલાઇથી તેમની સાથે વાત કરતાં મુશ્કેલી પડે, જ્યારે શ્રી. ભૂલાભાઈ જાણી જોઇને સામાન્ય પ્રસંગો અને વ્યક્તિઓનો સંપર્ક સાધવામાં આનંદ અનુભવતા.

શ્રી. ભૂલાભાઇ અને શ્રી. મોતીલાલજી બન્ને સમર્થ ધારાશાસ્ત્રીઓ હતા, બન્ને અચ્છા રાજનીતિજ્ઞ, અને કાબેલ વક્તાઓ હતા, બન્નેનાં જીવન ઘડતર જુદા જુદા સંયોગોમાં થએલાં, એ કારણે બન્ને મહા પુરૂષોના સ્વભાવોમાં વિભિન્ન તત્વો છતાં બન્નેની દેશભક્તિ અને બલિદાનો માટે બે મત હોઈ શકે જ નહિ.

## સમર્થ બંધારણવાદી

વડી ધારાસભામાં રાષ્ટ્રહિતોના સંરક્ષક તરીકેની એમની કારકિર્દી દરમ્યાન એમણે અનેક વિષયો પર પોતાનું પ્રભુત્વ સિદ્ધ કર્યું

છે. એમના મૃત્યુ પછી એમની સાથે જેઓ વડી ધારાસભામાં હતા તેઓએ "હિંદે એક સમર્થ બંધારણવાદી અને વાક્પાટવમાં કુશળ મહારથી ગુમાવ્યો છે." એમ કહીને એમની અદ્ભુત શકિતઓને અંજલિ આપી છે. સમગ્ર દેશમાં એમની અદ્ભૂત વકતૃત્વકલા અને બંધારણીય જ્ઞાન અને કુનેહની સદાય પ્રશંસા થઇ છે.

સ્વ. શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ પછી અજોડ બંધારણવાદીનું સ્થાન પ્રાપ્ત કરનાર શ્રી. ભૂલાભાઈ દેસાઇનું નામ ગુજરાતનાં ગૌરવમાં વૃદ્ધિ કરનારૂં છે. વડી ધારાસભામાંના શ્રી. ભૂલાભાઇના અનેક મિત્રોએ એમના સૌજન્ય અને સદ્ભાવભર્યા વર્તાવની યાદ કરીને ભારે દુઃખ અનુભવ્યું છે. સરકાર પક્ષના સભ્યોએ પણ એમની વિશિષ્ટ શક્તિઓની મુકત કંઠે પ્રશંસા કરી છે.



પટણાંમાં મહાસભા પાર્લામેન્ટરી બોર્ડની સભામળી ત્યારનો ગ્રુપ : શ્રી. સરોજની નાયડુ સાથે મશ્કરીમાં શ્રી ભૂલાભાઈ બેઠેલા છે ગ્રુપમાં શ્રી. આસફઅલી, શ્રી. બ્રેલ્વી, શ્રી. સત્યમૂર્તિ, વગેરે.

## ૯ : કોમી ઐકયનો પ્રયાસ

૧૯૪૨ની લોકક્રાન્તિ એ રાષ્ટ્રની સ્વાધીનતા માટે અધીરા બનેલ નૌજવાનોને ખુબ હોંશથી ઘૂમવાનું મેદાન પાર પાડયું. ભૂગર્ભ ચળવળોએ દેશનાં રાજદ્વારી બળોમાં નવું પ્રકરણ આલેખ્યું. ઘડીભર 'અહિંસા' અને શાંતિભર્યાં માર્ગોએ આઝાદીની પ્રાપ્તિની વાતો અળગી થઇ પડી.

હિંસક માર્ગોએ જ આઝાદી સર કરવાનાં સ્વપ્નો સેવનારાઓની કાર્ય પદ્ધતિને મોકળાશ મળી, પરંતુ સત્તાની સુરંગોએ એ જુવાળ શમાવી દીધો, અને પૂનઃ નિષ્ક્રિયતાનાં શીતળ વાયુ વહેવા માંડયો. દેશને દોરવણી આપનારા સૌ કારાવાસોમાં પડયા હતા, આ પરિસ્થિતિનો નિકાલ લાવવાનો પ્રશ્ન જેલની બહાર રહેલા મહાસભાવાદીઓના દિલમાં ઘેરાવા માંડયો.

આગેવાન મહાસભાવાદીઓની સલાહને માન્ય કરીને શ્રી. ભૂલાભાઇ મહાસભાની સક્રિય પ્રવૃતિઓથી અલગ રહ્યા હતા, એમની અતિશય નાદુરસ્ત પ્રકૃતિ ૧૯૪૪ના આરંભમાં સ્વસ્થ થતાં જ રાષ્ટ્રની સ્મશાનશૂન્ય રાજકીય પરિસ્થિતિ પૂનઃ એમને માટે ભારે ચિંતાનો પ્રશ્ન બની. એમને કોઇ માર્ગ સૂઝતો ન હતો. ચોમેર અવ્યવસ્થા અને અંધાધૂંધીના એ દિવસોનો અંત મહાયુદ્ધના અંત સાથે જ આવ્યો કહી શકાય.

## ભૂલાભાઇ–લિયાકત કરારો .

સને ૧૯૪૪ના ઓગસ્ટમાં પૂજ ગાંધી–જીના વાટાઘાટોનો આરંભ થયો. રાષ્ટ્રના બન્ને માન્ય પુરૂષોએ રાજદ્વારી આંટીઘુંટીનો ઉકેલ લાવવાનો માર્ગ શોધવાની વિચારણા કરી, પરંતુ વિભિન્ન ધ્રૂવો પર બેઠેલા બન્ને માટે એ શકય ન બન્યું!

સને ૧૯૪૪ના ઓકટોબર માસમાં શ્રી. ભૂલાભાઇ વડી ધારાસભામાં ભાગ લેવા માટે દિલ્હી ગયા ત્યારે એક અજબ પ્રકરણનાં મૂળ નખાયાં.

## ભેદી હકીકતો ?

ભૂલાભાઇ–લિયાકત કરારો જેવી કોઇક ભેદી વસ્તુ રાજકારણના મંચ પર સર્જાઇ ગયાની વાતો આજ સુધી સંભળાયે જાય છે! એ કરારોની વિગતો હજુ જાહેર પ્રજા સમક્ષ આવી શકી નથી, એ કરારો પાછળની આજ સુધી અતિશય ગુપ્ત બનેલી હકીકતો અંધારામાં જ રહી જવા પામી છે. છતાંય ભૂલાભાઇ–લિયાકત કરારોની મુખ્ય ભૂમિકા અને એમાં શ્રી. ભૂલાભાઇએ ભજવેલા ભાગની સ્પષ્ટતા કરવાનો સમય આવી ચૂકયો છે. સત્તાવાર માનો શકાય એવાં સાધનો પાંયેથી આખીય 'ભેદી હકીકતો' પર થોડોક પ્રકાશ પાથરી શકાય એટલી વિગતો મળી આવી છે.

### ડૉ. મહમુદનો પત્ર

હકીકત એ છે કે, શ્રી ભૂલાભાઈ વડી ધારાસભામા હાજરી આપવા માટે દિલ્હીમાં રહેતા હતા, તે દિવસોમાં શ્રી. ભૂલાભાઈને મુસ્લિમ લીગના એક અગ્રણી ડૉ. મહમુદ તરફથી 'અતિ ખાનગી પત્ર' મળ્યો. ડૉ. મહમુદે એમના એ પત્રમાં દેશની વર્તમાન પરિસ્થિતિનો અંત લાવવા માટે મુસ્લિમ લીગ અને મહાસભા વચ્ચે

સંતોષકારક સમાધાનની ભૂમિકા રચાય એવા સંજોગોની રૂપરેખા દર્શાવીને શ્રી. ભૂલાભાઈને એમની લાગવગ વાપરવાની વિનતિ કરવામાં આવી હતી. વધુમાં શ્રી. ભૂલાભાઈને મળેલો એ 'ખાનગી પત્ર' એમ પણ સૂચવતો હતો કે, સમાધાનની આ પ્રકારની વાટાઘાટોના આરંભમાં પૂ. ગાંધીજીએ પણ સંમતિ દર્શાવી છે.

ડૉ. મહમુદના પત્રના મુદ્દાઓ સમજીને શ્રી. ભૂલાભાઈએ મુસ્લીમ લીગના મોવડી નવાબજાદા લિયાકતઅલી ખાન સાથે દિલ્હીમાં પ્રાથમિક મંત્રણાઓનો ગુપ્ત રીતે આરંભ કર્યો. આ પછી દિવસોના દિવસો સુધી યોજનાઓ પર વિસ્તૃત ચર્ચાઓ થઇ; આખરે મહાસભા પક્ષ જેટલી જ બેઠકો લીગને આપવાની ખાત્રી આપવામાં આવે તો લીગ–મહાસભાના સમાધાનની યોજના પર શ્રી. ભૂલાભાઇ અને નવાબજાદા લિયાકતઅલી ખાને સહીઓ કરી. આ સહીઓનો કરારપત્ર એટલે ભૂલાભાઈ–લિયાકત કરારનામુ.

## ચર્ચાસ્પદ પ્રશ્ન

ભૂલાભાઈ–લિયાકત કરારનામા સબંધી ખુબ જ ચર્ચાસ્પદ પ્રશ્ન એ છે કે, શ્રી ભૂલાભાઇએ સહી કરતી વખતે મહાસભા પક્ષના કોઈની પણ સંમતિ લીધી ન હતી. આ સંબંધમાં બીજી હકીકત એ છે કે, શ્રી. ભૂલાભાઈએ પૂ. ગાંધીજીની સંપૂર્ણ સંમતિથી જ કરારનામા પર સહી મૂકી હતી. આ સંબંધમાં સત્ય શું છે? તે ગાંધીજી જાણે અથવા સ્વ. શ્રી. ભૂલાભાઇનાં દફતરોમાંથી કોઈ સત્તાવાર પૂરાવો મળી આવે તો ઘટસ્ફોટ થાય.

શ્રી. ભૂલાભાઇ સને ૧૯૪૪ના ડીસેંબરમાં પૂ. ગાંધીજીને મળેલા અને એ પછી ના વાઇસરોયને મળ્યા. અને એ પછીના થોડાક જ દિવસમાં અહમદનગરના કારાવાસનાં દ્વાર ખુલ્યાં, અને કારોબારીના સભ્યોની મુક્તિ થવા પામી. પૂ. ગાંધીજી પણ મુક્ત

થયા; આ પછી શ્રી. ભૂલાભાઈએ નવાબજાદા લિયાકતઅલી ખાન સાથે અને લોર્ડ વેવલ સાથે પણ વાટાઘાટો કરી હતી આ બધી વર્તમાનપત્રોમાં પ્રગટ થએલી હકીકતો છે.

## શુભ નેમ

શ્રી. ભૂલાભાઈ અથવા મહાસભા કારોબારી કે પૂ. ગાંધીજી આખીય ઘટનાનો સ્ફોટ કરે નહિ ત્યાં સુધી ભૂલાભાઈ–લિયાકત કરાર એ એક ઐતિહાસિક રહસ્ય સમાન રહેવા સર્જાયા છે! આ સંબંધમાં સત્તાવાર હકીકતો અથવા કોઈ પણ એક પક્ષના નિવેદનના અભાવે કોઈ પણ પ્રકારના ચોક્કસ અનુમાન ઉપર આવવાનું વ્યાજબી લેખાય નહિ. છતાંય શ્રી. ભૂલાભાઈએ કેવળ શુદ્ધ દષ્ટિથી અને રાષ્ટ્રની રાજકીય અસ્થિરતાને ચેતનવંતી બનાવવાની શુભનેમથી જ લીગ–મહાસભાના કાયમી સહકારની યોજનાનો પ્રયાસ કર્યો હતો, એ સંબંધમા બે મત છે જ નહિ

રાષ્ટ્રના હિતમાં આદરેલી પ્રવૃત્તિ માટે શ્રી. ભૂલાભાઈને કોઈ રીતે દોષીત ઠરી શકે નહિ. શ્રી. ભૂલાભાઈની પ્રવૃત્તિમાં કોઈની સંમતિ ન હોય તો પણ એમણે કરવા ધારેલી યોજનામાં બારેબાર રાષ્ટ્રભક્તિ સિવાય અન્ય કંઈ જ ન હતું.

સને ૧૯૪૫ ના અંત સુધી લીગ–મહાસભા સમાધાન શક્ય ન બન્યું, અને ભૂલાભાઈ–લિયાકત કરારો અને એની આસપાસ વીંટળાએલી લોકવાયકાઓ પણ ઓછી થવા પામી નથી

## યુરોપ પ્રવાસ

જેલનિવાસ દરમ્યાન શ્રી. ભૂલાભાઈની તંદુરસ્તી ખુબ બગડી ગઈ હતી. તંદુરસ્તીની સુધારણા માટે તેઓએ સને ૧૯૩૩ ના ઓગસ્ટમા ફ્રાન્સનો પ્રવાસ ખેડયો હતો આ પ્રવાસમાં શ્રી.

ભૂલાભાઈના પુત્ર શ્રી. ધીરૂભાઈ અને પુત્રવધૂ સૌ. મધુરી બહેન સાથેજ હતા. ફ્રાન્સ ઉપરાંત અન્ય દેશોનો પણ તેઓએ એકથી વધુ વાર પ્રવાસ કર્યો હતો. તા. ૧૭–૯–૩૩ ના રોજ જીનીવામાં મળેલી આંતરરાષ્ટ્રીય પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે શ્રી. ભૂલાભાઇએ ભાગ લીધો હતો, એમની સાથે શ્રી. સુભાષ બોઝ પણ હિંદના પ્રતિનિધિ તરીકે હતા.

લંડનમાં જ્યારે જ્યારે શ્રી. ભૂલાભાઈ જતા ત્યારે ત્યાંના રાજદ્વારી પુરુષો ઉપરાંત હિંદી વિદ્યાર્થીઓ અને હિંદીઓની સંસ્થાઓ સમક્ષ જુદા જુદા વિષયો પર ભાષણો કરતા, અને બની શકે તેટલા વધુ હિંદીઓનો સંપર્ક સાધવા મથતા. બ્રિટનના આગેવાન મુત્સદ્દીઓ અને પ્રથમ પંક્તિના ધારાશાસ્ત્રીઓ તેમના મિત્રો બની ગયા હતા.

## ૧૦ : વિરલ જીવન પ્રસંગો

સૂરજનાં અજવાળાંથી ધરતીનો ખૂણેખૂણો ઝળહળી ઉઠ્યો હતો. આજન્મ આંધળો માણસ પણ ચોમેર અજવાળું હોવાની કલ્પના કરી શકે એમ હતું. આકાશ સ્વચ્છ હતું. ક્યાંય અંધકારના ઓળાની શક્યતા નહોતી.

ધીખતા બપોરે હાથમાં ફાનસ લઈને ગ્રીસના પાટનગર એથેન્સના રાજ માર્ગ પર એક સમર્થ તત્ત્વજ્ઞાની ફાનસના અજવાળાંથી સૌનાં મોં જોવાની કોશીષ કરતા જણાયા: સૌએ એમને ઓળખી લીધા: એથેન્સનાં આબાલ વૃદ્ધના માનપાત્ર એ પુરુષ એરિસ્ટોટલ હતા.

રાજમાર્ગની આસપાસ ફાનસનું અજવાળું પાથરતા અને કંઈક ખોવાયલું શોધવા મથતા જણાયા: લોકવૃંદ એ વૃદ્ધજનની પાસે આવ્યું: કોઈએ પૂછ્યું: "મહાપુરુષ, આપ શું શોધો છો, કોને ખોળો છો?"

ખડખડાટ હાસ્ય સાથે મહાપુરુષે કહ્યું. "ભાઈ, હું શોધું છું માનવીને, સાચા માનવીને, માનવતાના સર્વ અંશોથી વિભૂષિત માનવીની મને જરૂર છે! ધોળે દિવસે દીવો લઈને શોધતાંય મને ક્યાંય માનવતાના અંશોવાળો સાચો માનવી નથી મળતો!"

વૃદ્ધ તત્ત્વજ્ઞાનીની વાતો સાંભળીને સૌ વિખરાઈ ગયા.

માનવતાના અને મહત્તા એ બન્નેનો સમન્વય ઘણા મહાન માનવીઓ નથી સાધી શક્યાઃ કોઈકને માનવતાને ભોગે પણ મહત્તાના કાંગરા સર્જવાના કોડ છે, અને કેટલાક વિરલ પુરુષોને મહત્તાને ધકેલીને માનવતાનાં પૂજન ગમે છેઃ શ્રી. ભૂલાભાઈના સંબંધમાં બીજું મંતવ્ય સાચું કર્યું છે, મહત્તાને પાછલે બારણેથી વિદાય આપીને એમણે માનવતાને સત્કારી છે. જીવનની અનેક વિરલ પળોમાં શ્રી. ભૂલાભાઈની માનવતા અને એને અનુરૂપ તત્ત્વો પ્રકાશી ઊઠયાં છે. શ્રી. ભૂલાભાઈએ મહાન થવાનો કદીય પ્રયાસ કર્યો નથી, મહત્તાની ઇમારતના પાયામાં માનવતા પૂરીને ચણતર કરવાના કોડ રાખ્યા નથી. મહત્તાએ બારણાં ઠોકીને શ્રી. ભૂલાભાઈના જીવનમાં નમ્રસ્થાન શોધેલું: અને જ્યારે જ્યારે મહત્તાને ભોગે 'માનવતા'નો લોપ થાય એમ લાગ્યું ત્યારે ત્યારે તેમણે મહત્તાને અળગી કરીને માનવતાનો સત્કાર કર્યો છે. સૌજન્ય, ઔદાર્ય અને સહિષ્ણુતા ઉપરાંત સાહિત્ય અને સંસ્કારપ્રેમની સાચી ઉપાસના શ્રી. ભૂલાભાઈના જીવનની વિરલ બાજુઓ હતી. અહીં રજુ થતી હકીકતો પરથી એ સહજ જણાશે.

## જીવનધનનું શું?

બાળપણમાં શ્રી. ભૂલાભાઈનાં લગ્ન સ્વ. ઇચ્છા બહેન સાથે થએલાં. પિતાનું મૃત્યુ અને એ પછી અમદાવાદ અને મુંબઈમાં પણ જીવનની પારાવાર મૂંઝવણોમાં સ્વ. ઇચ્છાબેનની જોઈએ તેટલી ખબર રાખી શકાયેલી નહિ. અને ૧૯૨૨-૨૩માં ઇચ્છાબેનની તંદુરસ્તી જોખમમાં આવી પડી. બીજી બાજુ હાઈ કોર્ટમાં ધીકતી પ્રેકટીસ ચાલતી, ઇચ્છાબહેનની સારવારમાં 'ખુબ ધન ખર્ચ્યું', દાક્તરોએ

સ્થાન ફેરની સલાહ આપી ! વધુ સારી દાક્તરી સારવાર અને આરામ માટે ઇચ્છા બહેનને પરદેશની મુસાફરીએ લઈ જવાનો ભૂલાભાઇએ નિર્ણય કર્યો

' ધારાશાસ્ત્રી મિત્રોમાંના એકે કહ્યું "ભૂલાભાઇ, ધનપ્રાપ્તિના આ દિવસોમાં તમે લાંબા પ્રવાસે જાઓ છો. તે ઘણું નુકશાન વેઠવુ પડશે '" જવાબમાં ભૂલાભાઈએ કહ્યું "ભાઈ, પણ જીવનધનનું શું ? એ ધન પણ જાળવવું જ જોઇએ ને ! જેણે મારા જીવન વિકાસ માટે ગતદિનમ પરિશ્રમ કર્યો છે, તેનું પણ ઋણ પતાવવું જોઇએને !"

આ પછી શ્રી. ભૂલાભાઇએ એમનાં પત્નીની સારવાર પાછળ ખૂબ કાળજી રાખી અને જીવનના આરંભમાં પત્નીએ કરેલી સેવાઓનો બદલો વાળવાનો યત્ન કર્યો

## 'સાહિત્યસેવક'

ગુજરાતી સાહિત્ય સાથેનો શ્રી. ભૂલાભાઈનો પરિચય તેઓ ગુજરાત કોલેજમા અધ્યાપક હતા ત્યારનો કહી શકાય. ગુજરાત કૉલેજમાં આચાર્ય શ્રી આનંદશંકરભાઇની મૈત્રીએ એમને ગુજરાની સાહિત્યમાં રસ લેતા કર્યા હતા, અને એ પછી 'વસંત'માં તેમણે થોડાક લેખો પણ લખેલા, અને ૧૯૩૧માં નડીઆદમાં મળેલી દસમી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે તેમની પસંદગી થઈ હતી. સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી ભાષણ આપતાં એમણે ગુજરાતી ભાષાના ગૌરવની વૃદ્ધિના સચોટ માર્ગો સૂચવવા ઉપરાત સાહિત્ય પરિષદના બંધારણની નવરચનામાં ખુબ મહત્વનો ભાગ ભજવ્યો હતો. ગુજરાતી ઉપરાંત અંગ્રેજી અને ઉર્દૂ સાહિત્યનાં પુસ્તકો પણ તેઓ વાચતા, ઉર્દૂ ભાષા પરનાં એમનો કાબૂ કેટલીક વખતે એ ભાષાના જાણકારોને પણ આશ્ચર્યમુગ્ધ બનાવી દેતો

## ઉદાર યજમાન

શ્રી. ભૂલાભાઇ એમના પરિચિતોમાં ' ઉદાર યજમાન ' તરીકે ખૂબ જાણીતા છે ! ' હસમન મહાલ 'માં મિજમાનોના નિવાસ માટે એક ખાસ સગવડવાળો જુદો બંગલો અલગ રખાયો છે ! સંખ્યાબંધ મહેમાનોની આગતા સ્વાગતા ઉપરાંત મહેમાનોની નાનામાં નાની જરૂરિયાતો પર લક્ષ આપવામાં શ્રી. ભૂલાભાઈ જાતે દેખરેખ રાખતા. ઉપરાંત એમના સુપુત્ર શ્રી. ધીરૂભાઇ અને પુત્રવધૂ સૌ. મધુરીબહેન વિવિધ પ્રકારના મીજમાનોનાં સન્માન સ્વાગતમાંથી ભાગ્યે જ નવરાં પડે છે! શ્રી સરોજીની નાયડુએ એકવાર કહેલું કે, " ભૂલાભાઈ સારા યજમાન પણ છે, અને એમની યજમાની પામવાની એક પણ તક હું જવા દેતી નથી ! "

## પરદેશના હિંદીઓમાં

પ્રવૃત્તિઓથી ગુંથાયલા જીવનનો થાક ઉતારવા અથવા ધંધાદારી કામકાજ અંગે શ્રી. ભૂલાભાઈએ જુદા જુદા પ્રસંગોએ દુનિઆના તમામ દેશોની મૂલાકાત લીધી છે. જીનીવાની આંતરરાષ્ટ્રીય પરિષદમાં પણ તેઓ એકવાર હિંદના પ્રતિનિધિ તરીકે ગયેલા. લંડન અને પારિસમાં વસવાટ દરમ્યાન ત્યાંના હિંદીઓના સંસર્ગમાં આવવાની તેઓ ખાસ કાળજી રાખતા. કેટલીકવાર પરદેશમાં વસેલા હિંદીઓનાં મંડળોમાં કે વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણો આપવાનું પણ સ્વીકારતા, પરદેશમાં વસતાં હિંદીઓની અને ખાસ કરીને વિદ્યાર્થી વર્ગનાઓની મુશ્કેલીઓ દૂર કરવામાં તેઓ પોતાથી બની શકતી બધી લાગવગ વાપરવા માટે જાણીતા હતા.

## સત્તર હજારનો ચેક

જાહેર ફંડોમાં નાણાં ભરવાનું વચન આપીને તે નાણાં ન

આપવાની ઘણા મોટા અને શ્રીમંત માણસોની રીતરસમો જાણીતી છે! શ્રી. ભૂલાભાઈને એવા માણસો ઉપર ખુબ નફરત આવતી. શ્રી. ભૂલાભાઈ પોતે જાહેર ફંડોમાં નાણાં ભરતા અથવા એકત્ર કરવાનું માથે લેતા તો તે કોઈ પણ ભોગે પાર પાડતા. ધારાસભામાં મહાસભા પક્ષે ભાગ લેવાનું નક્કી કર્યાં પછી સંયુક્ત પ્રાંતની ચૂંટણી માટે નાણાંની જરૂર હતી, શ્રી. ભૂલાભાઈએ પોતાના મિત્રો પાસેથી સત્તર હજારની રકમ એકઠી કરવાનું સ્વીકાર્યું હતું. મહાસભાની બેઠક પુરી થયા પછી થોડાક મહિનાઓ બાદ એક સવારે બનારસમાં શ્રી. શ્રી પ્રકાશને ત્યાં એકાએક શ્રી. ભૂલાભાઈ બેઠેલા દેખાયા. આ મુલાકાત વખતે સૌથી પહેલું કાર્ય શ્રી. શ્રીપ્રકાશના હાથમાં રૂ. સત્તર હજારનો ચેક મૂકવાનું કર્યું! મુંબઈમાં બીજા ઘણાએ નાણાં મોકલવાનુ વચન આપેલું, અને એ પછી કાગળો લખવા છતાંય શ્રી પ્રકાશને જવાબો પણ નહિ મળેલા એટલે શ્રી. ભૂલાભાઈની આ ચોકસાઈથી તેઓ આશ્ચર્ય પામ્યા.

## ઔદાર્યની અવધિ

મુંબાઇના એક પારસી ગૃહસ્થની લાખ્ખોની મિલકતનો કેસ હાઈકોર્ટમાં ઉડી જતાં પેલા પારસી ગૃહસ્થે પ્રીવી કાઉન્સીલમાં અપીલ કરી હતી. સામા પક્ષે પણ નામાંકીત ધારાશાસ્ત્રીઓ રોકયા હતા. મી. અપજોન નામના ધારાશાસ્ત્રી પાસે જે પક્ષ હતો તે પક્ષનાં મુંબાઈ હાઈકોર્ટમાં ભૂલાભાઈ વકીલ હતા. કેસની ચોક્કસ આંટીઘૂંટીઓ શ્રી. ભૂલાભાઇ જાણતા હતા. પ્રીવી કાઉન્સીલમાં કેસ નીકળવાનો હતો તે પહેલાં શ્રી. ભૂલાભાઈ પેરીસમાં હતા. આ કેસની ખબર પડતાં તેઓ શ્રી પેરીસથી લંડન ગયા, અને મી. અપજોનને મળીને કાયદાની ચોક્કસ આંટીઘૂંટી સમજાવી. મી. અપજોનને એ લાઇન પર બચાવ કરતાં કેસ જીતી જતાં તેઓએ શ્રી. ભૂલાભાઇના કાયદાના જ્ઞાનની ખુબ તારીફ કરી ને ઘણી મોટી રકમ સલાહ માટે

આપવાની ઇચ્છા દર્શાવી, તેના જવાબમાં શ્રી. ભૂલાભાઇએ કહ્યું કે "મેં કંઈ ખાસ મહેનત લીધી નથી, મુંબાઈમાં આ કેસ મારી પાસે હતો, એટલે એની ચોક્કસ આંટીઘૂંટી મારી ધ્યાનમાં હતી, અને એક ધંધાદારી મિત્ર તરીકે મેં તમને જરા સલાહ આપી તેમાં શું?" મી. અપજ્હોન ઇંગ્લાંડના પ્રથમ પંક્તિના ધારાશાસ્ત્રીઓ-માંના એક છે, તેમણે શ્રી. ભૂલાભાઈના આ ઔદાર્યથી ભારે આશ્ચર્ય અનુભવ્યું.

## ન્યાયમૂર્તિનું આશ્ચર્ય

પટનામાં પારસેનાથ જૈન કેસમાં શ્રી: ભૂલાભાઈને રોક-વામાં આવ્યા હતા. કોર્ટમાં જે દિવસે કેસ નીકળવાનો હતો તે દિવસે જ તેઓ પટણા જઈ પહોંચ્યા. ઉતાવળમાં જે કેસ માટે તેઓ ગયા હતા તે જ કેસની 'બ્રીફ' લાવવાની રહી ગયેલી. અદાલતમાં પ્રતિપક્ષના વકીલે ત્રણ કલાક ભાષણ કર્યું. એ પછી બચાવનું ભાષણ કરવાના વખતે જ શ્રી. ભૂલાભાઈને જણાયું કે, એ જ કેસનાં કાગળિયા ભૂલથી લાવી શકાયાં નથી. શ્રી. ભૂલાભાઈએ બીજા દિવસની મુદત માગી, બીજે દિવસે અદાલતમાં પ્રતિપક્ષના ધારા-શાસ્ત્રીની તમામ દલીલોનો વિગતવાર જવાબ આપવામાં તેમણે ત્રણ-થી ચાર કલાક લીધા, અને કાયદાનો એક જ મુદ્દો આગળ કરીને તેમણે જીત મેળવી! ના માજીસ્ટ્રેટ શ્રી. ભૂલાભાઈની આ અજબ શક્તિઓ જોઇને આશ્ચર્ય પામ્યા અને બોલ્યા કે આવી અજબ શક્તિઓ તો કોઇમાં જોઈ નથી.

## ૧૧ : આઝાદ હિંદ ફોજ કેસ

સ્વાધીનતાની દેવીએ એક શુભમંગળ પ્રસંગે અદશ્ય સ્વરૂપે આકાશવાણી ઉચ્ચારી. "ધન્ય પુત્ર" 'ધન્ય તારી વાણી' 'ધન્ય તારૂં વાક્પટવ' અને એ ઉચ્ચારણુ સાથે કોઇ પૂણ્ય યજ્ઞની પૂર્ણાહૂતિ થતી હોય એ રીતે પુષ્પોની વર્ષા વરસી. સ્વાધીનતાની દેવીએ શંતોષવું સ્મિત કરીને એક નરપૂંગવને એનાં વાણીસામર્થ્ય માટે મૂક અભિનંદનં પાઠવ્યા.

એ દૈવી અભિનંદન પામનાર નરપૂંગવનું નામ શ્રી. ભૂલાભાઈ દેસાઈ. માનવતાની સ્વાધીનતાના હક્કોનું એણે જાહેરનામું ઉચ્ચાર્યું. માનવી માત્રને આઝાદીનાં યુદ્ધો ખેલવાનો અધિકાર—એણે આગળ કર્યો. પ્રસંગ હતો માતા ભારતીની મુક્તિ માટે માર્યા જેલનાર ત્રણ વીરસપૂતોના બચાવનો

શાહીવાદની ભારોભાર વકીલાત કરતા, ચાલીસ કરોડ માનવીઓના અબાધિત હક્કોની લૂટનો હક્ક કાયમ રાખનાર સલ્તનતનો ધ્વજાગરો મક્કમપણે ફરકતો રાખવા મથતી બ્રિટિશ સત્તાને એમનાં કૃત્યોથી નીચું જોવું પડે એવી સચોટ દલીલોથી શ્રી. ભૂલાભાઈએ પોકારેલો બચાવ વધુ તેજસ્વી બન્યો હતો એ પ્રસંગ શ્રી. ભૂલાભાઈના જીવન માટે અતિ મહત્વનો હતો. પરતુ ભારતની સ્વાધીનતાના ઇતિહાસનો એ અતિ ગૌરવશાળી પ્રસંગ હતો

આઝાદ ફોજના ત્રણ સેનાનીઓના બચાવનું એક જ કાર્ય શ્રી. ભૂલાભાઈનું નામ ભારતવાસીઓના હૈયામાં ચિરંજીવ રાખવા બસ હતું. આઝાદીની પ્રાપ્તિ અર્થે યુદ્ધ જગાવવાના, સેનાઓ રચવાના માનવ જાતના અબાધિત અધિકારોની ઘોષણા કરીને શ્રી. ભૂલાભાઈ જીવ્યું સાર્થક કરી ગયા.

## ડિસેંબર તા. ૧૭

આઝાદ હિંદ ફોજના બહાદુર સૈનિકો, કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન ધીલોન અને કેપ્ટન સહગલ સામે કેસ ચલાવવા સાત ન્યાયાધીશોની લશ્કરી અદાલત બેઠી હતી. આરોપીઓના બચાવ માટે દેશના સત્તર નામાંકિત ધારાશાસ્ત્રીઓની કમિટી નીમાઇ હતી. કમિટીએ એમના અગ્રણી તરીકે બચાવનું કાર્ય શ્રી. ભૂલાભાઇને સુપ્રત કર્યું હતું. તા. ૫ મી નવેંબર ૧૯૪૫ થી અદાલતનું કાર્ય શરૂ થયું હતું. સાક્ષીઓની તપાસ પૂરી થયા પછી બચાવ પક્ષના ધારાશાસ્ત્રીનું ભાષણ શ્રી. ભૂલાભાઇએ કરવાનું હતું. સને ૧૯૪૫ ના ડીસેંબરની તા. ૧૭ મીનો એ દિવસ હતો. દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લામાં અદાલતનું કામકાજ ચાલતું હતું.

મુખ પર ગંભીર ભાવો ધારીને બચાવ પક્ષના સમર્થ ધારાશાસ્ત્રી ઉભા થયા. એમની આંખોમાં સાવજની સાવચેતી વંચાઇ રહેતી, એમની સૌમ્ય, શાંત, અને વિચારશીલ મુખમુદ્રા પર વિચક્ષણ રેખાઓ અંકાયલી દેખાતી. ધીર, શાંત, અને સૌમ્ય વાણીમાં એમણે ન્યાયમૂર્તિઓને સંબોધીને વાક્ પ્રવાહનો આરંભ કર્યો.

શ્રી. ભૂલાભાઇએ સ્વાધીનતાની લડતોના ઇતિહાસમાં 'અમર દસ્તાવેજ' લેખાય એવું ખુબ વિસ્તૃત ભાષણ કર્યું. એમના ભાષણના મુખ્ય મુદ્દાઓનો સાર ભાગ એમની જ વાણીમાં નીચે રજુ થાય છે.

## નામદારોને

"નામદાર ન્યાયમૂર્તિઓ,

"આપ નામદારોએ છેલ્લા ઘણા દિવસોથી ,મારા અસીલો પર મૂકાયેલા બે આરોપો અંગેના પૂરાવાઓ સાંભળ્યા છે."

"મારા અસીલો સામે મૂકાએલા બે આરોપોમાંનો પ્રથમ આરોપ ના. શહેનશાહની સરકાર સામે યુદ્ધ જગાવવાનો છે, બીજો આરોપ ખૂનો કરવાનો અને ખૂનના કાર્યમાં મદદ કરવાનો છે. અહીં મારે એક મહત્ત્વની હકીકત સ્પષ્ટ કરવાની છે, તે એ છે કે, સાચેસાચ તો એક જ આરોપ હોવો જોઇએ' બીજો આરોપ એ પહેલા આરોપમા જ સમાઈ જઈ શકે છે. હું આગળ ઉપર મારા આ કથનને સાબિત કરનારાં વિધાનો, અને કાયદાના આધારો ટાંકી બતાવીશ."

## આઝાદીની જજતનો પ્રશ્ન

"ત્રણે આરોપીઓ ઉપર યુદ્ધ જગાવવાનો આરોપ મૂકીને બળવાખોર સરકારના અસ્તિત્વનો સ્વીકાર કરી લેવામાં આવ્યો છે સામાન્ય રીતે એક લશ્કરી અદાલતને જેનો ફેસલો કરવાનો હોય છે એથી જુદી જ જાતના મુદ્દાઓ આ મુકદ્દમામા ઉભા થયા છે સામાન્ય રીતે તો એ 'ફરજ' પ્રત્યેની વ્યક્તિગત બેપરવાઈ કે વ્યક્તિગત રીતે કરાએલો લશ્કરી નિયમોનો ભંગ હોય છે તમારી સામે આ એક એવો કિસ્સો છે કે જેના પુરાવાઓ સ્પષ્ટ રીતે બતાવે છે કે, તમારી સામે ખડા કરાયેલા ત્રણેય અફસરો એક ... ચાલિત સશસ્ત્ર સેનાના ભાગ હતા અને ફરિયાદ પક્ષના કથન અનુસાર એમણે રાજા સામે યુદ્ધ ચલાવ્યું હતુ એટલે જ આ

એક વ્યક્તિગત મુકદ્દમો નથી. પરંતુ આજે આખી આઝાદ હિંદ ફોજની જિંદગીનો અને ઇજ્જતનો આ અદાલતમાં ઇન્સાફ તોળાઇ રહ્યો છે......"

### લડતનો અધિકાર

"આ અદાલત સમક્ષ આજે જેનો ઇન્સાફ તોળાઈ રહ્યો છે એ તો છે આઝાદીનો અધિકાર; પોતાની મુક્તિ માટે નિડરતાથી ઝૂઝવાનો દુનિયાભરની ગુલામ પ્રજાનો અધિકાર. આંતરરાષ્ટ્રીય કાયદાના એવા સર્વસામાન્ય અભિપ્રાયો અહીં હું રજુ કરી શકીશ કે એક રાષ્ટ્ર યા એ રાષ્ટ્રનો અમુક ભાગ એકને એક સમય એવા તબક્કે જરૂર પહોંચે છે કે જ્યારે એ પોતાની આઝાદી માટે લડત લડવાનો અધિકાર મેળવી લે છે."

"ના. શહેનશાહની સરકાર સામે યુદ્ધ માંડવાનો, અને ખૂન કરવાનો અથવા ખૂનનાં કૃત્યોમાં મદદ કરવાના એ જુદા જુદા આરોપો ગુન્હેગારો પર મૂકવામાં આવ્યો છે. સરકાર પક્ષના કહેવા મુજબ આઝાદ હિંદ ફોજમાંથી નાસી જનારા કેટલાક સૈનિકો ઉપર કામ-ચલાવીને તેમાંના ગુન્હો સાબિત થયો હોય તેવા શખ્સોને ગોળીથી ઠાર કરવાનો હુકમ કરાયો હતો અને જણાવવામાં આવે છે તે મુજબ તેમને ઠાર કરવામાં આવ્યા હતા મારા મંતવ્ય મુજબ સાચી રીતે તો આ કિસ્સામાં અદાલત સમક્ષ રાજા સામે યુદ્ધ ચલાવવા-નો માત્ર એક જ આરોપ હોઈ શકે ખૂનના અને ખૂનનો હુકમ આપવાના આરોપને સંબંધ છે ત્યાં સુધી એ પ્રથમ આરોપના એક ભાગરૂપ જ લેખી શકાય. આને માટે મારે એમ કહેવું છે કે જો આ તમને માન્ય નથી તો રાજા સામે યુદ્ધ ચલાવવાના આરોપના કિસ્સામાં છોડાએલી એકે એક ગોળીના કાર્ય સામે તો પણ અલગ

અલગ આરોપ ઘડી શકાય અને એમ બને તો મારી માન્યતા મુજબ તો આખોય કેસ તદ્દન બેહૂદો જ બની જાય."

## પાયા વિનાની હકીકતો

"જ્યાં સુધી બીજા આરોપોને લાગે વળગે છે ત્યાં સુધી તો એમાં રજુ થયેલી હકીકતો પાયા વિનાની પુરવાર થઈ ચૂકી છે. એમાં અપવાદ માત્ર એટલો જ છે કે, ઠાર મરાયેલા એ કહેવાતા ચાર શખ્સોના સમ્બંધમાં એમના પર કામ ચલાવાયું હતું અને તેમને સજા ફરમાવાઈ હતી એવી જુબાની નોંધાઈ છે. વળી મહમદ હુસેનના કેસમાં તો એને સજા થઈ છે એ અંગેનો પણ કોઈ પુરાવો રજુ કરવામાં આવ્યો નથી. રજુ થયેલી જુબાનીઓ અને પુરાવાઓથી અદાલતને એવા નિર્ણય પર આવવું જ રહ્યું કે એક કિસ્સામાં સજા ફરમાવવામાં આવી હતી અને બીજામાં સજા ફરમાવવામાં આવી નહોતી પરંતુ એ એમાંથી એકેયનો અમલ થયો જ નહોતો."

## મુક્તિનો અધિકાર

"સામાન્ય રીતે લશ્કરી અદાલત સમક્ષ જે જાતના મુદ્દાઓ ઉપસ્થિત થાય છે તેના કરતાં આ મુદ્દા તદ્દન ભિન્ન છે. લશ્કરી અદાલત સામાન્યતઃ વ્યક્તિગત ક્ષતિઓ અથવા તો વ્યક્તિગત ગુન્હાઓ સમ્બંધીના કેસોના ઉકેલ આણે છે. હું એ કહેવાની હિંમત કરું છું કે માત્ર ત્રણ વ્યક્તિઓએ નામદાર શહેનશાહની સરકાર સામે ચલાવેલી લડાઈનો આ ખટલો નથી. સાક્ષીઓની પડેલી જુબાનીઓથી અને અદાલત સમક્ષ રજુ કરાએલા પુરાવાઓ ઉપરથી આ હકીકતની પ્રતિતિ થઈ ચૂકી છે."

"હવે તો અદાલતે ફક્ત એ જ પ્રશ્નનો ફેંસલો કરવાનો છે અને તે એ કે દુનિયાની હરકોઈ ગુલામ પ્રજાને એની મુક્તિ માટે



ઉપરના દ્રશ્યમાં દીલ્હીના લાલ કિલ્લામાં આઝાદ હિંદ કેસ ચલાવનાર ન્યાયમૂર્તિઓનુ દ્રશ્ય બાજુમાં આઝાદ હિંદ ફોજના સૈનિકોના ધારાશાસ્ત્રીઓની મધ્યમાં સ્વ. શ્રી ભુલાભાઇ કાયદાની બારીકીના મુદ્દાની

રાજા સામે લડાઈ ચલાવવાના અધિકારનો. આ માટે ના. ન્યાયમૂર્તિઓ સમક્ષ આંતરરાષ્ટ્રિય ધારાધોરણોના સત્ય ટાંચણો રજુ કરી એ અભિપ્રાયને પુરવાર કરી આપીશ કે જગતની હરકોઈ શાસિત પ્રજા અથવા એ પ્રજાનો અમુક ભાગ ક્યારેક તો એવે તબક્કે પહોંચે છે જ્યારે પોતાની મુક્તિ માટે પોતાની શાસક પ્રજા સામે યુદ્ધ ખેલવાનો અધિકાર પ્રાપ્ત કરી લે છે."

## 'યોગ્ય ન્યાય કરજો'

"કંઈક ભારપૂર્વક અને ખૂબ ગંભીરતાપૂર્વક એક બીજી વસ્તુ પ્રત્યે આપ નામદારોનુ ધ્યાન ખેંચુ છું. ચાલી રહેલા આ મુકદ્દમાએ સમસ્ત દેશની જનતામાં સારા પ્રમાણમાં રસ જગાવ્યો છે. ઉઠેલો ઉહાપોહ સાચો છે કે નહિ તેની તુલના કરવાનુ કામ મારૂં નથી પરંતુ એ વસ્તુ નિર્વિવાદ છે. આ અંગે ના. વાઈસરોયથી માંડીને જનતાના તમામ વર્ગો તરફથી વિવિધ દૃષ્ટિબિંદુઓથી તરેહ તરેહના અભિપ્રાયો વ્યક્ત કરવામા આવ્યા છે. એટલે કે સત્તાવાર તેમજ બીનસત્તાવાર જનતાના આમ વર્ગના વર્તુલોમાંથી આ અભિપ્રાયો જાહેર થઈ ચૂકયા છે. આ બધુ છતાં મને એ બાબતમાં લેશમાત્ર શંકા નથી કે વિરોધ-યા તરફેણમા જાહેર થએલા અભિપ્રાયોની જરા પણ અસર હેઠળ ન આવતાં, રજુ થએલા પુરાવાઓ ઉપરથી જ તમારા અંતરના અવાજ પ્રમાણે તમારી સામે ખડા કરાએલા ત્રણ કેદીઓનો ન્યાય તોળશો."

"આવા સંખ્યાબંધ કેસોમાં ભાગ લેવાનું સદ્ભાગ્ય મને અનેકવાર સાંપડયું છે અને એ અનુભવને આધારે મારી એવી માન્યતા બંધાઈ છે કે આવા પ્રકારના મુકદ્દમામાં ન્યાય આપવા માટેની આવશ્યક તટસ્થતા સાચવવાનું સાધારણ માનવીના મનને માટે અત્યંત કઠિન બની જાય છે."

## ઐતિહાસિક પ્રસંગો

"આરોપીઓ પરના આરોપો સંબંધી વિસ્તૃત ચર્ચામાં ઉતરતા પહેલાં આ કેસની પૂર્વ ભૂમિકા સાથે સબંધ ધરાવતા થોડાક ઐતિહાસિક બનાવો તરફ આપ નામદારોનું ધ્યાન ખેંચું છું."

(૧) ૧૯૪૧ ના ડિસેંબરમાં ઈગ્લાંડ અને અમેરિકા સામે જપાને જાહેર કરેલો વિગ્રહ. (૨) ૧૯૪૨ ની ૧૫ મી ફેબ્રુઆરીએ સિંગાપુરનું પતન અને બ્રિટીશ સૈન્યની શરણાગતિ. (૩) એ જ માસની ૧૭ મીએ બનેલો ફેરર પાર્કનો સૌથી મહત્વનો અને અર્થ–પૂર્ણ બનાવ અને તે અંગ્રેજ અમલદારોને હાથે જપાનીઓના હાથમાં બીનશરતે સોંપાએલા હિંદી સૈનિકો. (૪) એ જ વર્ષના સપ્ટેંબર માસમાં પહેલી આઝાદ હિંદ ફોજની સ્થાપના અને એના રચયિતા કેપ્ટન મોહનસીંગની જપાનીઓને હાથે થએલી ગિરફતારી પછી ડિસેંબર માસમાં એનું વિસર્જન. (૫) ૧૯૪૩ ની ૨ જી જુલાઈએ સિંગાપોરમાં શ્રી સુભાષચંદ્ર બોઝનું થએલું આગમન. અને એ આગમન પછી થયેલી બીજી આઝાદ હિંદ ફોજની રચના તેમજ (૬) એ જ સમય દરમ્યાન બૃહદ પૂર્વ એશિયાની ભરાએલી પરિષદ. આ પરિષદમાં દૂર પૂર્વના હિંદી વસવાટીઓના પ્રતિનિધિઓએ આપેલી નોંધપાત્ર હાજરી. (૭) આ પરિષદમાંનો એક સૌથી વધુ મહત્વનો ઠરાવ આઝાદ હિંદની એક કામચલાઉ સરકારની સ્થાપનાને લગતો હતો. (૮) આ ઠરાવ અનુસાર ૧૯૪૪ ના ડિસેંબરની ૨૧ મી તારીખને રોજ આઝાદ હિંદની કામચલાઉ સરકારની વિધિપૂર્વક જાહેરાત કરવામાં આવી. નેતાજી શ્રી. બોઝ આ કામચલાઉ સરકારના વડા તરીકે સ્થપાયા અને એમની આગેવાની હેઠળ એ સરકારના વિવિધ ખાતાંઓના અમલદારોએ પ્રતિજ્ઞાપત્રો પર સહીઓ કરી હતી. (૯) આ સરકારે બ્રિટન અને એના સાથી

રાષ્ટ્રો સામે લડાઈની કરેલી જાહેરાત, અને હિંદના કામચલાઉ સ્વતંત્ર રાજતંત્રના ફરમાન હેઠળ આઝાદ હિંદ ફોજે પોતાની લડાયક ફરજની કરેલી શરૂઆત. (૧૧) આ પછી આઝાદ હિંદની કામચલાઉ સરકાર સિંગાપુરમાંથી રંગુનમાં ખસેડાઈ. અને હિંદી ફોજનો બરમાને માર્ગે કોહિમા સુધી ભારતની ભૂમિ પર વિજય પ્રવેશ. અને અંતમાં (૧૨) બ્રિટનના સૈન્યો વડે રંગુનનો કરાએલો પુનઃ કબ્જો અને તે પહેલાં જાપાની સૈનિકો ત્યાંથી સ્થળાંતર કરી ગયા તે સમય દરમ્યાન આઝાદ હિંદ ફોજે ભજવેલા મહત્વના ભાગો."

## આઝાદ હિંદ સરકાર

"આપણે જોઈ ગયા કે સ્વતંત્ર રીતે આઝાદ હિંદ સરકારની નક્કરપણે સ્થાપના થઈ હતી અને જાહેર થયા મુજબ એનો હેતુ હિંદુસ્તાનને સ્વતંત્ર બનાવવાનો અને મલાયા તથા બરમાના હિંદીઓના જાનમાલ અને ઈજ્જતનું રક્ષણ કરવાનો હતો. સરકાર પક્ષે આ અતિ મહત્વની હકીકતોનો સ્વીકાર કરવો જ રહ્યો. આ આઝાદ હિંદ સરકારની સ્થાપના, અને એ સંબંધી રજુ થએલા પુરાવાઓનો ફરિયાદ પક્ષે ઈન્કાર કર્યો નથી, તેમજ તે પુરાવાઓ ખોટા નથી, એટલું તો આપ નામદારોને પણ જણાયું છે. આઝાદ હિંદ સરકારને હિંદમાં સ્વતંત્ર સરકાર સ્થાપવાના એમના ઉદ્દેશને સફળતા મળી કે નહિ એ સાથે અદાલતના કામકાજને નિસ્બત નથી. અદાલતની ફરજ એ જોવાની છે કે આઝાદ હિંદની કામચલાઉ સરકારનું એક સુવ્યવસ્થિત અને સુસંગઠીત રાજતંત્ર હતું. ૧૯૪૪ના જૂન માસ સુધીમાં જ ફક્ત એકલા મલાયામાંથી ૨,૩૮૦૦૦ હિંદીઓએ આ નવી સરકાર પ્રત્યેની વફાદારીના સોગંદ લીધા. અને આ પછી પણ અવિરતપણે આ કાર્ય ચાલુ રહ્યું હતું."

## વ્યવસ્થિત સરકાર

"આ બધા આંકડાઓ અદાલત સમક્ષ હું એટલા માટે રજુ કરું છું કે જેથી કોઈ એમ ન કહી શકે કે આ સરકાર કેટલાક બંડખોરોની એક નાનકડી ટોળકી હતી. પરંતુ આ તો એક સુવ્યવસ્થિત અને સુસંચાલિત તંત્રબદ્ધ સરકાર હતી જેની પ્રત્યે ૨૦ લાખથી વધુ જેટલા માણસોએ વફાદારીના સોગન લીધા હતા અને જેને ધરી રાષ્ટ્રોએ સ્વીકારી હતી. ફરિયાદ પક્ષ તરફથી કહેવામાં આવે છે કે આ રાષ્ટ્રો દૂર પૂર્વના અને જાપાનની સીધી લાગવગ હેઠળના હતા. ફરિયાદ પક્ષની આ દલીલ આપણે માન્ય રાખીએ તો પણ એમના સ્વીકારની મહત્તા કોઈ રીતે ઓછી થતી નથી."

## 'આઝાદ સરકારનું સૈન્ય'

"આઝાદ હિંદની કામચલાઉ સરકારને પોતાનું એવું એક લશ્કર પણ હતું જેને આઝાદ હિંદ ફોજ તરીકે ઓળખવામાં આવે છે. આ ફોજને એના પોતાના કાનૂનો હતા. અને ફટકા મારવાની જે સજા હિંદી લશ્કરી કાનૂનમા છે તે જ સજા આઝાદ હિંદ હિંદ ફોજના કાનૂનમાં પણ આવી જાય છે, આ બધુ રજુ કરી હું અદાલત સમક્ષ એ તારવવા માગું છું કે આઝાદ હિંદ ફોજ એક વ્યવસ્થિત સેના હતી અને એને હિંદી લશ્કરના ધારા જેવો જ પોતાનો ધારો હતો. આથી આઝાદ હિંદ ફોજના કાનૂનોને વખોડી કાઢવા જતા નિસંશય રીતે તમે હિંદી લશ્કરી કાનૂનને વખોડી કાઢશો, અને મને પુરી ખાત્રી છે. કે એમ કરવાનો કોઈ ઈરાદો અદાલત ધરાવતી નથી."

## આઝાદ સરકારનો વિસ્તાર

"હવે પછી જાહેરનામામાંથી ગ્યાપિત થતો બીજો અને અતિ

જરૂરી મુદ્દો જેની પ્રત્યે આપ નામદારનું હું ધ્યાન દોરવા માગું છું તે, એ છે કે જપાની સરકારે તે સમયે પોતાના કબજા હેઠળના બે ટાપુઓ આંદામાન અને નીકોબાર સ્વતંત્ર હિંદ આ કામચલાઉ રાજતંત્રને વિધિપૂર્વક સુપ્રત કર્યા હતા આ ઉપરાંત આઝાદ હિંદ સરકારે 'ઝીઆવાડી'નો આશરે ૫૦ થી વધુ ચોરસ માઇલનો વિસ્તાર પોતાના અંકુશ નીચે રાખ્યો હતો તેમ જ વિષ્ણુપુર અને મણીપુર વચ્ચેના આશરે ૧૫૦૦ થી વધુ ચોરસ માઇલના ક્ષેત્ર ફળ ઉપર લગભગ ૭ માસ સુધી પોતાની આણ વર્તાવી હતી. આ ૭ માસ દરમ્યાન આ વિસ્તારનો તમામ વહીવટ નાગરિક તેમજ લશ્કરી આઝાદ હિંદની કામચલાઉ સરકારની સીધી નજર હેઠળ ચાલતો હતો.

## આંદામાનનું રાજ્ય

" લેફ્ટેનન્ટ નાગની જુબાનીમાં એ વાતની સ્પષ્ટતા કરવામાં આવી છે કે જપાની સરકાર હિંદુસ્તાનની સ્વતંત્રતા માટેની લડતમાં પોતે સાથ આપવા તૈયાર છે એની પહેલી પ્રતીતિ માટે આ ટાપુઓ ( આંદામાન અને નીકોબાર ) આઝાદ હિંદની કામચલાઉ સરકારના અંકુશ નીચે ટૂંક સમયમાં મૂકવામાં આવશે. આ પછી ટૂંક મુદતમાં થયેલી બીજી જાહેરાત બતાવી આપે છે કે એનો અમલ થયો હતો. એટલે કે આંદામાન અને નીકોબાર આઝાદ હિંદસરકારને સોંપાયા હતા નવી હિંદી સરકારને એક કમીશ્નર નીમીને આ ટાપુઓનો વહીવટ સાંભળી લેવાનું કહેવાયું હતું અને અદાલત સમક્ષ પડેલી જુબાનીઓ જણાવે છે કે આ કમીશ્નર ત્યાં ગયા હતા તેમજ ' પોર્ટ બ્લેયર' ખાતે થયેલી ઐતિહાસિક વિધિમાં જપાની સરકારના ત્યાંના પ્રતિનિધિઓએ આ ટાપુઓ હિંદી સરકાર નિયુક્ત એ કમીશ્નરને સુપ્રત કર્યાં હતા

"મારે કબૂલવું જોઈએ કે સરકાર અને બચાવપક્ષ વચ્ચે આ ટાપુઓના હિંદી વહીવટના ખરા સ્વરૂપ અને પ્રમાણ અંગે કેટલાક મતભેદ છે. પરંતુ મને લાગે છે કે પ્રદેશની સોંપણીની હકીકતને એ પ્રદેશના સમગ્ર વહીવટ સાથે ગૂંથવી અને તે પણ એ વખતના યુદ્ધ સંજોગોમાં–તે બરાબર નથી. એ બાબતમાં એક સચોટ ઉદાહરણ આપતા શ્રી. ભૂલાભાઇ દેસાઈએ કહ્યું કે "એક મકાન સંપૂર્ણપણે વેચાઈ ગયા પછી કદાચ એમ બને કે કેટલોક સમય સુધી એનો પૂર્ણ કબજો એના નવા માલિકને ન સોંપી શકાય. એ સત્ય હકીકતનો હું સ્વીકાર કરૂં છું કે કર્નલ લોકનાથને આ ટાપુઓનાં વહીવટમાં એથી વધુ બાબતો સ્વીકારી નહોતી."

## 'શહીદ' અને 'નીકોબાર'

"આ વિસ્તાર નાનો હતો. વહીવટ ખર્ચ નજીવું હતું, અને શાળાઓની સંખ્યા ઓછી હતી. ફરિયાદ પક્ષની આવી દલીલો એ પ્રદેશ પર હિંદના કામચલાઉ આઝાદ રાજતંત્રનો કબજો નહોતો એમ પુરવાર કરી શકતી નથી. એક સૌથી વધુ સુચક હકીકત પ્રત્યે આપ નામદારનું હું ધ્યાન ખેંચું છું અને તે એ છે કે, આ ટાપુઓના નામ બદલીને આંદામાનને 'શહીદ' અને નીકોબારને 'સ્વરાજ' નામ આપવામાં આવ્યા હતા."

## નેતાજીનો ઢંઢેરો

"આજ પ્રમાણે ૧૫ હજારથી વધુ હિંદી વસાહતીઓથી ભરેલા ઝીઆવાડી રાજ્યનો વહીવટ આઝાદ હિંદ ફોજ નિયુક્ત અને આઝાદ દળના સભ્ય એવી એક વ્યક્તિ દ્વારા થતો હતો. અદાલત સમક્ષ એ પુરાવાર કરાયું છે કે 'આઝાદ હિંદ ફોજે' બર્માની સરહદ ઓળંગીને હિંદની ભૂમિ પર પગ માંડયો કે,તુરત જ બે

ભાગોમા વહેચાયેલો એક ઢંઢેરો જાહેર કરવામા આવ્યો હતો. એક ભાગમા હિંદ રાજ્યના વડા નેતાજી શ્રી સુભાષચંદ્ર બોઝની સહી હતી જ્યારે બીજા ભાગમા જપાની સરકાર તરફથી જનરલ કાવાગેએ સહી કરી હતી મજકૂર ઢંઢેરામા સ્પષ્ટ રીતે એ જાહેર કરાયુ હતું કે જપાની સેના વિજય દ્વારા કે અન્ય કોઈપણ રીતે હિંદનો જે કોઈપણ પ્રદેશ જીતી લેશે તે તમામ પ્રદેશ અને ત્યાથી હાથ લાગેલુ સર્વ કાંઈ આઝાદ હિંદ ફોજને સુપ્રત કરવામા આવશે. આઝાદ હિંદ ફોજ તે તે પ્રદેશોનો વહીવટ ચલાવશે. સરકાર પક્ષ તરફથી એમ કહેવાય કે આ હકુમત કેટલો સમય ચાલી ? પરતુ અહી એ પ્રશ્ન મુદ્દાનો નથી કારણ કે યુદ્ધ દરમ્યાન લશ્કરની ઝડપી હારજીતમાં પ્રદેશોનો કબજો પણ ઝડપથી હેરફેર થતો રહે છે.'

## 'આઝાદ હિંદ બેંક'

સરકારની સપત્તિનો ખ્યાલ આપતા તેમણે જણાવ્યુ કે "અદાલત સમક્ષ રજુ થયેલી જુબાની બતાવે છે કે, રાજ્યને લગભગ ૨૦ કે એથી પણ વધુ કરોડ રૂપિયાની સખાવત સાંપડી ચૂકી હતી અને આજ રકમમાથી રાજ્ય દિવાની અને લશ્કરી તત્રનો બોજો ઉપાડતું હતું આ રાજ્ય પાસેની તમમામ મિલકત અને અસ્કયામત તેમજ રોકડા રૂા ૩૫ લાખ જ્યારે મિત્રરાષ્ટ્રોએ આઝાદ હિંદ બેંકનો કબજો લીધો ત્યારે એમ ને એમ એમને મળ્યા હતા આ ઉપરાત ' સ્ટેમ્પ કલેક્ટિંગ નામના એક સામયિકમા આઝાદ હિન્દ સરકાર તરફથી બહાર પડેલી 'ટીકીટો'ના ફોટાઓ છપાયા છે, એ વાતની નોંધ લેવાની હુ અદાલતને અરજ કરૂ છુ'

"સ્ટેમ્પ કલેક્ટિંગ સાપ્તાહિકમા બ્રુમફેડ ખાતેના એક વિમાની અફસરના પ્રગટ થયેલા લેખમા જણાવવામા આવ્યુ હતુ કે ઈંગ્લાન્ડમા વાપરવા માટે બહાર પડનારી ખાસ સ્ટેમ્પોના પ્રૂફોની

છાપ લેખકે પોતે જોઈ હતી. આ 'સ્ટાંપ' ઉપર જુના દિલ્હી ખાતેના પુરાતન મોગલ કિલ્લાની અને 'ચલો દિલ્હી' ના યુદ્ધસુત્ર-ની છાપ હતી. એક આનો અને ૩ પૈસાની એવા બે પ્રકારની ટીકીટો તૈયાર કરવામાં આવી હતી. આ બધી વસ્તુ પોતે જ બતાવી આપે છે કે હિંદી રાજ્યનું પોતાનું મૂલ્કી અને લશ્કરી ગેઝેટ હતું, આના પરથી કાનૂનનો એ સવાલ સહેજ ઉભો કરી શકાય કે, આ આઝાદ સરકાર, જે પરિસ્થિતિમાં રચાઈ હતી અને જે સંજોગોમાં કામ કરી રહી હતી એ પરિસ્થિતિ અને સંજોગો ધ્યાનમાં લેતા એ સરકારને યુદ્ધ કરવાનો અધિકાર હતો. તેમ જ આ દેશને આઝાદ કરવાના હેતુથી એણે યુદ્ધ જાહેર કર્યું હતું."

"જ્યારે બે રાજ્યો યુદ્ધ જાહેર કરે છે ત્યારે એ યુદ્ધ દરમ્યાન થતાં તમામ કૃત્યો સુધરાઇના ધારાની સત્તામર્યાદા બહારના હોય છે. સરકાર પક્ષે સ્વીકારેલા દસ્તાવેજી પુરાવાઓ પરથી માલમ પડી જાય છે કે આ ત્રણે આરોપીઓએ જે કંઈ કર્યું હતું કે કર્યું છે તે તમામ યુદ્ધ સંચાલનના એક ભાગ તરીકે કર્યું છે. સદ્‌ગૃહસ્થો, યુદ્ધના યોગ્ય સંચાલનોમાં જો તમે ખૂન પણ કરો તો યુદ્ધ જાહેર કરનાર રાજતંત્રની વ્યવસ્થિત સરકારના સભ્યો તરીકે તમારી ફરજ અદા કરવાના એક કાર્ય માટે તમારી સામે શું વિજેતાઓ (સામો પક્ષ) મૂલ્કી કાનૂનો લગાડી શકશે?"

"વહીવટના આંતરરાષ્ટ્રિય ધારામાં એમ જણાવવામાં આવ્યું છે કે આંતરરાષ્ટ્રિય અન્યાયોને અસરકારક રીતે અટકાવી શકે એવી કોઈ આંતરરાષ્ટ્રિય સત્તાની ગેરહાજરી દરમિયાન જે યુદ્ધ ઉભું થાય તેને આંતરરાષ્ટ્રિય કાનૂન હંમેશાં માન્ય રાખે છે, એટલે કે જો બે જ્યો હોય અને તેઓ એકબીજા સામે વિગ્રહ જાહેર કરે તો એ યુદ્ધને વ્યાજબી ઠરાવવા માટે કોઈપણ બીજી હકીકતની આવશ્યકતા

રહેતી નથી. અને એકવાર જાહેર થયેલા વિગ્રહ દરમ્યાન યુદ્ધમાં સંડોવાયેલા વ્યવસ્થિત રાજ્યોના સભ્ય તરીકે, કોઈપણ વ્યક્તિએ આદરેલા કર્મ માટે એની પાસેથી વ્યક્તિગત જવાબ ન માગી શકાય. શાંતિના સમયમાં અને મૂલ્કી વહીવટમાં ભલે પછી આ કૃત્ય ગુન્હો લેખાતું હોય અને સજાપાત્ર ગણાતું હોય."

"આ રીતે અત્યારે તો આંતરરાષ્ટ્રીય કાનૂન એ તબક્કે પહોંચ્યો છે કે, જો અને જ્યાં આઝાદી અને લોકશાસનની કશી ગણના હોય ત્યાં કોઈપણ પ્રજાએ પરદેશી ધૂંસરીમાંથી પોતાના દેશની મુક્તિ માટે ખેલેલો કોઈપણ જંગ આંતરરાષ્ટ્રિય કાનૂનોની કોઈપણ કલમ અનુસાર ન્યાયી અને વ્યાજબી ઠરે છે. આ હકીકતનો ફક્ત રાજકારણે નહિ, કાયદાએ પણ સ્વીકાર કર્યો છે."

## ઈન્સાફનું ધોરણ

"અત્યારે આ સ્થળે કે અન્ય કોઈ પ્રસંગે અમને એમ કહેવામાં આવે કે ઈંગ્લાંડની સ્વતંત્રતાની રક્ષા કાજે હિંદી સૈનિકો જર્મની અને ઈટાલી સામે લડી શકે, એના સામ્રાજ્યના બચાવ માટે હિંદી સૈનીકોને જાપાનના દળો સામે મોકલી શકાય, પણ આઝાદ હિંદ સરકાર ઈંગ્લાંડ સમેત અન્ય કોઈપણ દેશની ધૂંસરીમાંથી પોતાની 'માભોમ'ની મુક્તિ માટે યુદ્ધ ન કરી શકે તો, તો સાચે જ એ ઈન્સાફનો છળ હશે. આથી જ અમે સતત ભારપૂર્વક કહી રહ્યા છીએ કે આ ઉપરાંત આ યુદ્ધને વ્યાજબી ઠરાવવા માટે અન્ય કોઇ દલીલની જરૂર નથી."

## ઇંગ્લાંડનો કાયદો !

"'બે સ્વતંત્ર અને સાર્વભૌમ રાજ્યો જ એક બીજા સામે યુદ્ધ જાહેર કરી શકે' એવો જમાના જુનો ખ્યાલ ભૂંસાઇ ગયો છે.

વિગ્રહની પરિસ્થિતિ માટે બંને પક્ષોનો, સ્વતંત્ર દેશો કે સાર્વભૌમ રાજ્યો તરીકે સ્વીકાર કરાએલો અવશ્ય હોવો જોઈએ એ બીનજરૂરી છે. આંતરરાષ્ટ્રીય કાનૂનમાં ઉપર્યુક્ત કથન સ્પષ્ટ કરાયું છે. વધુમાં ખુદ ઈંગ્લાંડનો આંતરરાષ્ટ્રિય ધારો કહે છે "બોઅર યુદ્ધની માફક જ એક રાજ્ય અને એના પર અંકુશ જમાવીને પડેલી સત્તા વચ્ચે વ્યાજબી વિગ્રહ સંભવી શકે છે."

## થોડાંક નગ્ન સત્યો !

"આ અદાલતને અને ગ્રેટબ્રિટનની તવારિખથી પરિચિત સૌ કોઇને મારી અપીલ છેઃ 'ચાર્લ્સ' પહેલો અને એને અપાયેલી' ફાંસી માટે શું? મેગ્નાચાર્ટા અને જેઈમ્સ બીજા માટે આપને શું કહેવું છે? એક સીધો અને સરળ પ્રશ્ન હું આપની સમક્ષ રજુ કરું છું. ખેલાઈ ગએલા આ જંગમાં ઈંગ્લાંડની પડખે રહીને જેઓએ લોહી વહાવ્યું છે તેમનું શું? શું તેમને આ અદાલત સમક્ષ ૩૦૨મી કલમ અનુસાર ખડા કરવામાં આવશે? એજ રીતે આ પણ બંને પક્ષે યોગ્ય રીતે લડાયેલું એક યુદ્ધ હતું. એ તો એક નગ્ન સત્ય છે કે યુદ્ધમાં એકની હાર અને એકની જીત હોય છે જ. વિગ્રહ હારી ગયા છીએ એ એક વાસ્તવ બીના છે પરંતુ એથી એ યુદ્ધ સંચાલનના કાર્ય સાથે કેમે કરી ન સાંકળી શકાય."

## અમેરિકાનું દૃષ્ટાંત

"આ તર્કે અદાલત સમક્ષ જે કસોટીરૂપ મુદ્દો આવી પડયો છે તે તો એ કે વાસ્તવિક રીતે બળવાખોરોની રાજદ્વારી સંસ્થા હોવાનું પૂર્ણ રીતે બચાવ તરફથી પુરવાર થયું છે કે નહિ? આ લોકો બળવાખોર હતા એનો હું ઈન્કાર કરતો નથી અને એમ કરવાનો હું ઈરાદો પણ સેવતો નથી. મને સંપૂર્ણ રીતે મંજુર છે કે, જેમણે

ઈંગ્લાંડની સરકારની સામે યુદ્ધનો લલકાર ઉપાડયો હતો અને આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના કરી હતી એ લોકો—બંડખોરો હતા. બળવાખોર હતા. પણ ૧૮૭૦ના જૂનની ૧૩મીએ અમેરિકાના પ્રમુખે જે સંદેશો આપ્યો હતો તે આપ નામદાર સમક્ષ રજુ કરું છું: પિતૃરાજ્ય તરીકે અને બંડખોરો વચ્ચેના જંગને આંતરરાષ્ટ્રિય યુદ્ધ તરીકે સ્વીકારવું જોઈએ." આજ સિદ્ધાંત સ્વીકારી લેવાનો અહીં હું આપને આગ્રહ કરું છું. પક્ષપાત કે પૂર્વગ્રહનો આ પ્રશ્ન નથી. ઈજ્જતનો, એક સેનાનો કે કોઇ એક વ્યક્તિનો પણ આ પ્રશ્ન નથી. કૃપા કરીને આપ નામદારો યાદ રાખજો કે અહીં તમે કોઈ પ્રકારે રાજપુરુષો નથી, 'ન્યાય દેવો' છો અને આપ એ જ થઈને રહો એ હું માગી લઉં છું."

## 'ન્યાય તોળો'

" તમને જો એમ લાગે કે 'રાજકીય સરકાર હતી, એની સાધન સામગ્રી, એની સંપત્તિ અને એનું માનવબળ પૂરતી સંખ્યામાં હતું. વિગ્રહની જાહેરાત કરી શકે અને વિગ્રહનું સંચાલન કરી શકે એવી એની તાકાત હતી–તો તો તમારો–ચુકાદો–તમારો ન્યાય આ લોકોની તરફેણમાં પડવો જોઈએ. જે કાર્યો માટે તમે અભિમાન લઈ શકો અને જે કાર્યો આદરનાર પ્રત્યે તમો ગૌરવની નજરથી નિહાળો છો એવા કાર્ય કરનાર પ્રત્યે તમારો જે ચુકાદો હોય એવો જ ન્યાય–એવો જ ફેંસલો–એથી વધુ કે ઓછો નહિ, અંશતઃ એવો જ ન્યાય આમને આપવો રહ્યો.

" આપણે જેને યુદ્ધ પરિસ્થિતિ તરીકે અપનાવીએ છીએ તે ઘણે અંશે નવી સરકારના સ્વીકારની નથી હોતી પણ યુદ્ધના અસ્તિત્વની હોય છે. બળવો જો સફળ થાય અને અસ્તિત્વ ધરાવતી સરકાર ઉથલી પડે–બંડખોર સરકારની આઝાદી માન્ય કરવામાં આવે તો

બંડખોર સરકારની શરૂઆતની કામચલાઉ સ્થાપનાથી એના તરફ આદરવામાં આવેલા તમામ કૃત્યો એક સ્વતંત્ર રાષ્ટ્રના કૃત્યો લેખી શકાય. જો આ ક્રાંતિ એનું ધ્યેય હાંસલ કરવામાં નિષ્ફળ નીવડે છતાં યુદ્ધ ચાલુ રહે તો પણ એ બંડખોર તત્ત્વના સભ્યો તરીકે યુદ્ધ પ્રવૃત્તિમાં આદરેલા કૃત્યોને વ્યક્તિગત જોખમની ભૂમિકા પર મૂકી શકાય નહિ એટલે મારા મુકદ્દમામાં જો હું એ પુરવાર કરી શકું કે આ લોકો આંતરરાષ્ટ્રિય કાયદાની દ્રષ્ટિએ લડાયક એવા તબક્કામાં યુદ્ધ ખેલી રહ્યા હતા, તો બે સ્વતંત્ર રાષ્ટ્રોની સેનાઓને આપવામાં આવતા અધિકારો અને મારી મારનો તેમનો હક્ક પણ તેમને છે. " યુદ્ધનો સ્વીકાર એ ફક્ત હકીકતનો સ્વીકાર છે.

યુદ્ધ ખેલાઈ ગયું છે એ હકીકતનો આપણે સ્વીકાર કરીએ તો પણ એના અતિ સ્વાભાવિક ક્રમ અનુસાર બળવાખોર સરકારના વ્યવસ્થિત રાજતંત્રની પણ સ્વીકારણા થવી જ જોઈએ. વિગ્રહો સરકારો—સત્તાઓ તરફથી લડાય છે—લડી શકાય છે અને દરેક યુદ્ધે ઓછામાં ઓછા બે પક્ષો તો હોવા જ જોઈએ, મને તો લાગે છે કે સ્પેનના રાજકારણમાં અત્યારે જે 'કોયડો' જાગ્યો છે તે આ અતિ સ્વાભાવિક ક્રમ સમજવાની નિષ્ફળતાનું સીધું પરિણામ છે ટુંકામાં સાચો સિદ્ધાંત એ છે કે જો તમે યુદ્ધની હકીકતનો સ્વીકાર કરો તો તેના સીધા સ્વાભાવિક પરિણામે જ બળવાખોર સરકારનો પણ સ્વીકાર કરવો ઘટે." શ્રી. દેશાઈ એ વધુમાં કહ્યું: "સ્પેનના અમેરિકન સંસ્થાનોએ પોકારેલા બળવામાં પોતાની સરકારની સામે પોતાની આઝાદી મેળવવા માટે માથું ઊંચકનાર બંડખોર સંસ્થાનોના વિગ્રહી અધિકારોનો બ્રિટને સ્વીકાર કર્યો હતો. જગતની તવારિખને આ તબક્કે પરાધીન .. પોતાને આઝાદ કરી શકે એ દર્શાવવા માટે કોઇએ દયાની ભીખ .ની જરૂર નથી."

## વફાદારીની બેહુદી વાતો

" વફાદારીનો સવાલનો અતિ બેહુદો છે. કાનૂન વફાદારીને કદી શાશ્વત ઘટના બનાવી ન શકે. કારણ કે વફાદારી શાશ્વત બનાવવા જતા તો દુનિયાની કોઇ ગુલામ પ્રજા પછી ક્યારેય પોતાની સ્વતંત્રતા મેળવી જ ન શકે. મને સંપૂર્ણ આશા છે કે લોકશાસન, અને આઝાદીની વિશ્વવ્યાપક ભાવનાના આ જમાનામાં અદાલત સમક્ષ આ મુદ્દો ઉઠાવવામાં નહિ જ આવે."

## 'લોહી રેડવાનો હક્ક'

" હિંદની કામચલાઉ સરકારને જાપાન તરફથી પ્રદેશો આપવામાં આવ્યા હતા એ સ્વીકારવાં છતાં એ વસ્તુ હું ખુબ જ ભારપૂર્વક આપ નામદારો સમક્ષ રજુ કરવા માંગું છું કે. વિગ્રહની અને યુદ્ધના તબક્કાની—પરિસ્થિતિને સ્વીકારતા એ સરકાર પાસે અમુક પ્રદેશ હોવો જ જોઈએ એવું કાંઈ નથી. લડાઈ ગએલા છેલ્લા બંને વિશ્વ-વિગ્રહમાં લંડનમાં રહીને પોતાની મુક્તિની લડત આપતી કેટલીયે નિર્વાસિત સરકારો પાસે જમીનનો એક ટુકડો સરખોય નહોતો. આ છતાં પોતાના દેશ ઉપરથી દુશ્મનની લોખંડી એડીને દૂર કરવા—ફ્રાંસ, પોલાંડ કે બેલ્જીયમના સૈનિકો ન લડી શકે એવું કહેવાની કોઈએ હિંમત કરી છે? લંડનમાં રહીને પોતાના સૈનિકોને દેશની આઝાદી માટે લોહી રેડવાના પ્રેરણાના પાન પાતી આ નિર્વાસિત સરકારો પાસેથી તેમનો પ્રદેશ જે થોડાક સમય માટે છીનવી લેવાયો હતો તે બીના અને ઇંગ્લાંડ સામે યુદ્ધમાં ઉતરેલા આ હિંદીઓ પાસેથી તેમની ભૂમિ છેલ્લા ૧૫૦ વર્ષથી ખૂંચવી લેવામાં આવી છે તે હકીકત વાસ્તવમાં તો એક જ છે. અદાલત સમક્ષ ઉભા થએલા મુદ્દામાં ને આ હકીકતમાં કોઈ પ્રકારનો ફેર પડતો નથી.

## જર્મનીનો દાખલો

" હું આશા રાખું છે, કે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના કાર્યને હાથ ધરવામાં મર્યાદાના કાનૂન જેવી કોઈ વસ્તુનું અસ્તિત્વ નહિ હોય. એમ ધારી લો કે કોઈ નિર્વાસિત સરકાર એના પ્રદેશો પાછો મેળવવામાં નિષ્ફળ નીવડી, તો બ્રિટીશ અદાલતમાં કોઈ એમ કહી શકશે કે એ સરકારની સેના—અને એમાં જોડાયેલાં સૈનિકોને અપાયેલી માફીનું—અસ્તિત્વ જ નથી આપ નામદારને હું ખુબ જ આગ્રહ કરૂં છું કે અમે હિંદીઓ છીએ, ફક્ત એ કારણસર જ આપની સમક્ષ પડેલા આ કિસ્સાને આપ જુદી કક્ષાનો ન ગણતા." આ ટાંકણે શ્રી. દેસાઈ તરફથી જર્મનીથી પરાજીત ફ્રાન્સના દેશભક્ત દળોને વિધિપૂર્વકના લડાયક દળો તરીકે સ્વીકારવાની જ. આઈઝન હોવરે જાહેરાત કરી હતી તે ટાંકી જણાવ્યું કે " જનરલ આઈઝન હોવરે રજુ કરેલુ દૃષ્ટિબિંદુ જ સાચુ છે. હું કહું છું કે ફરિયાદ પક્ષે રજુ કરેલી દલીલો એક બ્રિટિશ અદાલતની સામે કયા મ્હોંએ રજુ કરી શકાય? અને જો જર્મનીથી પરાજીત થએલા ફ્રાન્સના દેશભક્તોને રીતસરના લડાયક દળ તરીકેના બધા વ્યાજબી અધિકારો અને અપવાદો મળી શકતા હોય તો અમારી આઝાદ હિંદ ફોજ એનાથી કેવી રીતે વંચિત રહે? અને એ જ પ્રમાણે એની પ્રત્યે પણ એવો જ વર્તાવ દાખવવામાં તમે કેવી રીતે નિષ્ફળ જાય એ મારી સમજમાં ઉતરે એમ નથી 'જેમની સામે એક ફક્ત રાજા સામે યુદ્ધ જગાવવાના આરોપ સિવાય અન્ય કોઈ ગંભીર આરોપો નહિ હોય એવા કેદીઓ સામે ખટલાઓ ચલાવવામાં આવશે નહિ.' એવા બ્રિટનના નાયબ હિંદી વઝીર શ્રી. ... પાર્લામેન્ટમાં કરેલા નિવેદનમાં ઉપલું વાક્ય અથવા કોઈ સત્તાવાર નિવેદનને હું મારા બચાવની ઢાલ બનાવવા માંગતો નથી.

પરંતુ એ રજુ કરી હું એ હકીકતનો નિર્દેષ કરવા માંગું છું કે આ નિવેદન પાછળ એક એવો રણકાર પડેલો છે કે યુદ્ધ ચલાવવું એ ગંભીર ગુન્હો લેખવામાં આવતો નથી.”

## સિંગાપુરમાંના દગાની યાદ

“ હરીફ પક્ષ તરફથી જો વફાદારીનો સવાલ ઉભો કરવામાં આવે તો એ માટેનો મારો જવાબ આ રહ્યો—અતિ આગ્રહપૂર્વક અદાલતનું ધ્યાન હું આ હકીકત પ્રત્યે દોરું છું. સિંગાપુરની શરણાગતિનું સૌથી મહત્ત્વનું સત્ય એ છે કે શરણાગતિ સમયે, અંગ્રેજ ટુકડીઓને હિંદી ટુકડીઓથી અલગ કરી નાંખવામાં આવી હતી. લેફ. કર્નલ હન્ટે તમામ હિંદીઓને મેજર ફુજીવારાની દયા પર છોડી દીધા હતા. આ તકે એ જપાની સેનાનીએ હિંદી સૈનિકોને કહ્યું કે ‘ જો તેઓ પોતાના દેશને અંગ્રેજોની ધૂંસરી હેઠળથી મુક્ત કરવા લડી લેવા તૈયાર હોય તો તેઓને જપાનીઓ મુક્ત કરશે.’ આ પછી ‘હિંદની મુક્તિ માટે હું આઝાદ હિંદ ફોજની રચના કરીશ’ એવી કે. મોહનસીંગે કરેલી જાહેરાતને હાજર રહેલા તમામ હિંદી કેદીઓએ હર્ષના ઉન્માદથી વધાવી લીધી હતી. આ તકે કેપ્ટન અરદરી પણ કરેલું નિવેદન આ રહ્યું: “ હવે જો કોઇ પણ વફાદારી બાકી રહી હોય તો તે આપણા દેશ પ્રત્યેની જ છે.” ઈંગ્લાંડમાં તાજેતરમાં ચાવી ગએલા હિંદી વઝીરના પુત્ર ‘ જોહાન એમરી ’ના ખટલાનો ઉલ્લેખ કરતા શ્રી. દેશાઈએ જણાવ્યું હતું કે “ રાજદ્રોહનો અર્થ ઈંગ્લાંડમાં રાજા અને દેશ વિરુદ્ધનું કાર્ય એ ગણાય છે. પરંતુ હિંદની આજની સ્થિતિ જુદી છે. આ પરિસ્થિતિમાં વફાદારીનો પ્રશ્ન અને એની મર્યાદા કેટલી હદે ઉકલાવાય એ એક કોયડો બનીને રહી જાય છે. રાજાને દેશથી જુદો પાડો અને આ પ્રશ્ન મુશ્કેલ બનશે અને એટલે જ મારી દલીલો હું ‘ફેરર પાર્ક’ના ઐતિહાસિક બનાવોની આસપાસ કેંદ્રિત કરું છું.”

વફાદારી કરતાં પોતાના મુલ્ક પ્રત્યેની વફાદારીને વધુ માન આપે છે. ઉલ્ટા વિનાશકારી યુદ્ધમાંથી જગતને બચાવી લેનાર અને જેણે વિશ્વની સંસ્કૃતિના વિકાસમાં અનુપમ ફાળો આપ્યો છે એવા આ દેશના આ ઐતિહાસિક ઉદાહરણને જો માન્ય રાખવાનો ઈન્કાર કરશો તો હું માનું છું કે ન્યાયની સંપૂર્ણ વિડંબના થએલી ગણાય. "

## અબાધિત અધિકારો

" ફેરર પાર્ક " ખાતે જે એક ભજવાઈ ગયો તે જોતા અને હિંદમાં તે સમયે જે કંઈ થઈ ગયું એ લક્ષમાં લેતા. અમેરિકન સંસ્થાનવાસીઓએ એ જે ૧૭૭૬માં કર્યું. તેમ કરવાનું આઝાદ હિંદ ફોજના સૈનિકો માટે પૂર્ણપણે ન્યાયપૂર્વકનું ગણી શકાય. ઇતિહાસનો પ્રવાહ પણ આ કાર્ય જરૂરી અને ન્યાયી ઠેરવશે. "દરેક વ્યકિત જન્મે સમાન છે અને સર્જનહાર તરફથી દરેકને કેટલાક એવા અબાધિત અધિકારો જન્મથી જ સાંપડે છે જે કોઈ સત્તાથી, કોઈ રાજ્યથી છીનવી શકાય નહિ. આ હકોમાં જિંદગી, સ્વાતંત્ર્ય અને સુખ મેળવવાની સાધનાનો સમાવેશ થાય છે."

"અમેરિકાની સ્વાતંત્ર્ય ઘોષણાના આ શબ્દો છે. જે તાજેતરમાં પણ બ્રિટન અને અમેરિકાના મોવડીઓ તરફથી કરવામાં આવેલી જાહેરાતના પડઘા પાડે છે તે હું આપની સમક્ષ ઉચ્ચારું છું જેથી એને લગતો કોઇ પણ પ્રશ્ન ઉદ્‌ભવિત થતાં આપ આપના ડહાપણ અનુસાર એનો ન્યાય તોળી શકો."

" એક શકિતશાળી રાષ્ટ્ર તેના રક્ષણ હેઠળના એક સાધનહીન નબળા રાષ્ટ્રની રક્ષા કરવા અસમર્થ પુરવાર થાય તો એ નબળું રાષ્ટ્ર આપોઆપ મુકત થએલું ગણાય છે. અને આઝાદ હિંદફોજ અને આઝાદ હિંદની કામચલાઉ સરકારની બાબતમાં આ કથન

અક્ષરઃ લાગુ પડે છે. આ તકે હું ફરીથી આઝાદ હિંદ ફોજ અને જપાની સૈન્યો વચ્ચેના સંબંધ પ્રત્યે અદાલતનું ધ્યાન દોરવા આગ્રહ રાખું છુ. હિંદી સેનાના હેતુઓ અને હિંદ પર હલ્લો કરી ચૂકેલી જપાની સેનાના હેતુઓ પ્રત્યે પણ આગ્રહપૂર્વક આપ નામદારનું ધ્યાન ખેંચું છું. જો આ બીના ધ્યાન બહાર જાય તો સહેલાઇથી અદાલત ઊંધે પાટે ચઢી જાય એવો પૂરો સંભવ છે. 'જપાનીઓ પર વિશ્વાસ મૂકવામાં તમે મુર્ખાઇ કરી' એમ આ અદાલત અથવા તો અદાલતનો એકાદ કોઇ સભ્ય કહી શકે અને એમને સહમત થતા ય મને વાંધો નથી. પરંતુ આજે મુદ્દાનો પ્રશ્ન એ નથી. અદાલતને વિચારવાનો પ્રશ્ન તો એ છે કે આઝાદ હિંદ ફોજમાં જોડાયેલા તેમજ એના રચયિતા સૌ કોઇને હિંદની મુકમ્મિલ આઝાદી પ્રાપ્ત કરવાના એમના આખરી ધ્યેયમાં વિશ્વાસ હતો કે નહિ. આ મુદ્દા અંગે મોટા ભાગના સરકારી સાક્ષીઓ તરફથી એવી જુબાની આવી છે કે આ લોકો હિંદની આઝાદીના માર્ગે આડે આવનાર સૌ કોઇ—ખુદ જપાનીઓની સામે પણ લડી લેવા કૃતનિશ્ચયી હતા. આ પરથી હું આપ નામદારોને એ માની લેવાનો આગ્રહ કરૂં છું કે આઝાદ હિંદ ફોજ પોતે નકકી કરેલા ધ્યેયમાં અને એ ધ્યેયને પહોંચવા છેવટ સુધી લડી લેવાના એના નિશ્ચયમાં પ્રમાણિક હતી—પ્રમાણિક રહી હતી."

## સર્વાંગે હિંદી સેના

"પહેલી આઝાદ હિંદ ફોજ અને તેના સ્થાપક કેપ્ટન મોહનસીંગની જપાનીઓને હાથે કરાએલી ગિરફતારી પછી બીજી રચાયેલી આઝાદ હિંદ ફોજ પણ જપાનીઓનું હથિયાર નહોતી પરંતુ મિત્ર લશ્કર તરીકે જપાનીઓ તરફથી મળી શકે એટલી તમામ મદદ મેળવી એનું ધ્યેય હિંદને આઝાદ કરવાનું હતું."

"આઝાદ હિંદ ફોજના તમામ સૈનિકો યુદ્ધ સંચાલનના તમામ કાર્યમાં માત્ર હિંદી અફસરો પાસેથી હુકમો મેળવતા હતા." સરકાર પક્ષ તરફથી ખડા કરાએલા એક સાક્ષીની જુબાનીમાંના ઉપલા શબ્દો આઝાદ હિંદ સેના સર્વાંગે હિંદી હતી એ વસ્તુ સિદ્ધ કરે છે."

## હાસ્યાસ્પદ હકીકતો

"યુદ્ધકેદીઓ તરીકે પોતાને ખોરાકમાં જે ખાંડ અને મોજશોખની બીજી વસ્તુ નહોતી મળતી તે મેળવવા માટે આ લોકો આઝાદ હિંદ ફોજમાં જોડાયેલા હતા એ વાત તો તદ્દન હાસ્યાસ્પદ છે. આઝાદ હિંદ ફોજમાં જેઓ જોડાયા હતા, તેમના માથે તો દેશના દુશ્મનો સાથે લડતા લડતા મોતને ભેટવાનું ઉઘાડું જોખમ હતું. આઝાદ હિંદ ફોજ સંપૂર્ણપણે સ્વયંસેવક સૈન્ય હતું અને આથી વિરુદ્ધ પુરવાર કરવાના ફરિયાદ પક્ષના આકરામાં આકરા પ્રયાસો પૂર્ણ રીતે નિષ્ફળતામાં પરિણમ્યા છે. જેમને લશ્કરમાંથી છુટા થવું હોય એમને એમ કરવાની છુટ છે, એમ વારંવાર આ ત્રણેય આરોપીઓએ કરેલા નિવેદનોની અદાલત સમક્ષ એકથી વધુ જુબાનીઓ પડી છે. ફોજમાં જે લોકો જોડાયા હતા એમાંથી જ મોટી સંખ્યાના સૈનિકોને તો હથિયાર પણ આપી શકાય ન હતા. ફોજને સાધન સામગ્રીની તંગી હતી, સ્વયંસેવકોની નહિ. આ પરિસ્થિતિમાં ફોજમાં જોડાવા માટે બળ વાપરવાની કે ફરજ પડવાની જરૂર જ ક્યાં રહે છે?"

## 'ખોટા આક્ષેપો'

"અત્યાચારોનો આક્ષેપ જે સાક્ષી તરફથી મૂકવામાં આવ્યો હતો તે ઉલટ તપાસમાં પોતાના આક્ષેપને પુરવાર કરવામાં યા જાળવી રાખવામાં નિષ્ફળ ગયો છે. હકીકતમાં તો જે અત્યાચારનો આક્ષેપ કરાયો છે તે શિસ્તભંગના પગલાં માટેની સજા જ હતી.

કહેવાતા આ ત્રાસ કે દમનના કૃત્યો.આઝાદ હિંદ ફોજમાં જોડાવા માટે ફરજ પાડવા નહોતા આદરવામાં આવ્યા એક બનાવમાં કેટલાક સૈનિકોને યુદ્ધ કેદીઓની છાવણીમાં લઈ જવામાં આવ્યા હતા કેમકે એક ગૌ-આતાને ચોરી જઈ એને મારી નાંખવાનો તેમના પર આરોપ હતો. બીજો એક એવો બનાવ છે જેમાં શિસ્તભંગના કાર્ય માટે કેટલાક આગેવાન ગણાતા કાર્યકરોને ગિરફતાર કરવા સૈનિકો આવી પહોંચ્યા હતા. આ ગિરફતાર થએલા કે છાવણીમાં મોકલાએલા કેદીઓ પાસે જે કામ લેવામાં આવતું હતું એ દરેક યુદ્ધકેદીઓને મન તો અતિ સામાન્ય હોય છે. ઉદાહરણ તરીકે સરકાર પક્ષના સાક્ષી નં. ૧૧ શ્રી મહમદ નવાઝ તરફથી એમ ફરિયાદ કરવામાં આવે છે કે તેમની પાસે 'બગીચાનું ખાતર તૈયાર કરાવવામાં આવતું હતું.' આને જુલ્મ કે ત્રાસ કે અત્યાચાર એવું નામ આપવું એ અજુગતુ છે. શિસ્તભંગના ગુન્હાઓ માટે જેમને જેમને સજા થઈ છે એ બધા એક શહીદની ખુમારીથી અહીં આગળ આવ્યા છે અને પોતે આઝાદ હિંદ ફોજમાં જોડાવાના કરેલા ઇન્કાર કરનાર તરીકે પોતાને કીર્તિ મળવી જોઈએ એવો દાવો કર્યો છે."

## 'મૂર્ખાઈભરી બનાવટ'

"આરોપો પુરવાર કરવામાં ફરિયાદ પક્ષને સળંગ નિષ્ફળતા સાંપડી છે. એ, ભાગમાં વહેંચાએલા આ આરોપો આમ છે. (૧) ચાર શખ્સોને કહેવાના હાર મારેલા હોવાની બીના અને (૨) મહમદ હુસેનને હાર કર્યો હોવાનો કહેવાતો કિસ્સો. આમાં ચાર શખ્સોની સજાને લગતો હેવાલ રજુ કરાયો હતો. જ્યારે મહમદ હુસેનના સબંધમાં આવા કોઈ પ્રકારનો હેવાલ પણ રજુ થયો નથી. પરંતુ *અજાયબ ભરેલી વાત એ છે કે બંને કિસ્સાઓમાં સજાનો અમલ* થયા બાબતની સાબિતી આપતો એક પણ દસ્તાવેજ રજુ કરવામાં

આવ્યો નથી. ફરિયાદ પક્ષનો સાક્ષી 'અલાદિતા' 'ક્રાઈમ' જેવો કોઈ શબ્દ જાણતો નથી પરંતુ એના કથન અનુસાર દેવાલનું એને ભાન છે. મારી માન્યતા મુજબ આ રીતે જોતાં સિપાહી જાગીરામની આખી જુબાની જોવા જેવી છે. આ સાક્ષીના કથનની તુલના કરવાનું કામ અદાલતનું છે. મને તેઓ ફક્ત એક મૂર્ખાઈભરી બનાવટ લાગે છે."

"સજા પામેલી વ્યક્તિઓની પિછાન મળી શકે એવું કોઈ વર્ણન એક પણ સરકારી સાક્ષી તરફથી સાંપડી શક્યું નથી. આ-શખ્સોને સજા કરવાનો આરોપ લેફ્ટ. ધીલાં પર મુકાય છે. પરંતુ અદાલતો સમક્ષ રજુ થએલી જુબાની પરથી એવી પ્રતીતિ થાય છે કે તેઓ આ પ્રસંગે ત્યાં હાજર ન હોઈ શકે એવી સ્થિતિમાં હતા. એટલે એવું અનુમાન તારવી શકાય કે આ બનાવ બન્યો જ નથી. ટુંકમાં આ આખોયે કિસ્સો લેફ્. ધીલાંએ ગોળીબારનો હુકમ આપ્યો કે નહિ એની આસપાસ રચાયો છે. આ અંગે રજુ થએલા બે સાક્ષીઓની જુબાની એકબીજાને જુદી પાડે છે. ફોજદારી અદાલતમાં આ પ્રકારના ખટલામાં જો આવી સાક્ષી આવે તો અદાલત એનો કોઈ રીતે સ્વીકાર ન કરે. આમાં તો આપ નિર્ણય કરનાર છો. પરંતુ હું આપને જણાવું છું કે આપની સમક્ષ પડેલી હકીકતોનો પણ આ નિર્ણય કરો. અને આ સાથે જ હું જણાવવાની રજા લઉં છું-કે અદાલત સમક્ષ રજુ થએલી તમામ હકીકત તો સ્પષ્ટ રીતે જણાવી જાય છે કે લેફ્. ધીલન એ સમયે ત્યાં હાજર રહી શકે એ સ્થિતિમાં ન હતા."

## 'પુરાવાઓનો અભાવ'

"ઠાર કરાયેલા માણસોની ઓળખાણ વિષે ફરિયાદ પક્ષના સાક્ષીએ માત્ર એટલું જ કહી શકયા છે કે તેઓ જાટ હતા. પરંતુ

'ફાઈલ રિપોર્ટ' માં ઠાર કરાએલા આ ચાર માણસોની પિછાન કરાવવામાં ન આવે ત્યાં સુધી આ જ ચાર માણસો ઠાર કરાયા છે એ અદાલત સ્વીકારી શકે નહિ. 'એ હિંદુ હતો' ફક્ત એટલું જ કહીને આ માણસ 'એ' હતો અને એને ઠાર કરવામાં આવ્યો છે એ કોઈ રીતે સાબિત ન કરી શકો. રેકર્ડ પર મુકાએલી જુબાની ઉપર વિચાર કરતા એમ સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે કે ઓળખ સંબંધના પુરાવાની એટલી ગેરહાજરી છે કે આ બાબતમાં ઠીક ઠીક શંકા ઉભી કરી શકાય એમ છે. જે આરોપ મૂકવામાં આવ્યો છે. તેમાં ઠાર કરવામાં આવેલા શખ્સો એ જ છે એ પુરવાર કરવાની જવાબદારી સરકાર પક્ષની છે. અહીં જે જુબાની રજુ થઈ છે એથી તો માત્ર એટલું સાબિત થયું છે કે નહિ પિછાની શકાયેલા એવા ચાર માણસો કે જાટ હોવાનું જણાયું છે તેમને ઠાર મારવામાં આવ્યા હતા."

## યુદ્ધકેદીના અધિકાર

"શિક્ષા કરવામાં આવી હોય અને એનો અમલ ન થયો હોય એમ ઘણીવાર બનવા પામે છે. આ કિસ્સામાં પણ ફરિયાદ પક્ષ સજાનો અમલ થયો હોવાનું પુરવાર કરવામાં સદંતર નિષ્ફળ નીવડ્યો છે. અને મારી આપ નામદારને અરજ છે કે 'આ શંકા' નો મારા અસીલોને લાભ મળવો જોઇએ. વળી કેપ્ટન સહગલ યુદ્ધકેદી તરીકે શરણે થયા હતા અને આ માટેનો પુરાવો કર્નલ કીટસના સ્વીકારમાંથી મળી રહે છે, તો એમને યુદ્ધકેદી તરીકેના અધિકાર મળવા જોઈતા હતા અને અન્યની સાથે તેમની પણ મુક્તિ કરવી જરૂરી હતી."

## "રંગુનનો કબજો લીધો ત્યારે"

"વિજયી મિત્રસેનાએ રંગુનનો જ્યારે પુનઃ કબજો લીધો ત્યારે

બચાવ પક્ષના છેલ્લા સાક્ષીએ રજુ કરેલા ચાર દસ્તાવેજો અનુસાર એ ચોકખી રીતે પુરવાર થઈ ચૂક્યું છે કે બ્રિટિશ અધિકારીઓએ આઝાદ હિંદ ફોજ નામની એક વ્યવસ્થિત સેનાના અસ્તિત્વનો સ્વીકાર કર્યો હતો. આ બનાવ પછી બનેલા તમામ પ્રસંગોએ આ અને આવા બીજા દસ્તાવેજો આઝાદ હિંદ ફોજના સેનાનીઓ પર મોકલાતા હતા. આઝાદ હિંદ ફોજ એક વ્યવસ્થિત અને સુસંચાલિત સેના હતી અને ખુદ બ્રિટિશ લશ્કરી અધિકારીઓ તરફથી એ રીતે એમની પ્રત્યે વર્તાવ રખાયો હતો એ પુરવાર કરવા આ દસ્તાવેજો પૂરતા છે."

## 'ગેરકાયદેસર'

"લશ્કરી અદાલત નાગરિક 'ગુન્હા' માટે કામ ચલાવી શકે નહિ," નાગરિક ગુન્હા માટે ફોજદારી ધારો છે અને ફોજદારી અદાલત એનું કામ ચલાવી શકે. આ ફોજદારી ધારો લશ્કરી અદાલતની કાર્યવાહીને લાગુ પડે છે એમ મારા કહેવાનો આશય નથી. બીજો મુદ્દો એ છે કે ગોળીબાર કર્યો હોવાનું માની લેવામાં આવે તો પણ આ કાર્ય ખાનગી કે વ્યક્તિગત રીતે કરવામાં આવ્યું છે એવું કોઈ સુચન ફરિયાદ પક્ષ તરફથી પણ કરવામાં આવ્યું નથી. આને આપણે એમ જરૂર કહી શકીએ કે એ તો એક વ્યવસ્થિત સૈન્યના સભ્યોએ લીધેલા પગલાના એક ભાગરૂપ હતું. આમ છતાં પણ અદાલતનો અભિપ્રાય આથી ઉલટો હોય તો પણ ખૂન અને ખૂનમાં સહાય કરવાના આરોપો સ્વતંત્ર આરોપો છે અને આ અદાલત સમક્ષ કેસો ચલાવવા અંગેની કલમોની ૨૪ મી કલમ અનુસાર આ ત્રણે આરોપીઓ સામેનો સંયુક્ત મુકદમો સંપૂર્ણપણે ગેરકાયદેસર છે."

"પ્રીવી કાઉન્સીલનો એક ચુકાદો જણાવે છે કે ૨૪માં નિયમ વિરૂદ્ધ કરવામાં આવેલો કોઈપણ મુકદમો ગેરકાયદે છે. બીજા શબ્દોમાં

એને આ પ્રમાણે મૂકી શકાય; જો સામુદાયિક ગુન્હા થયા ન હોય તો લોકો સામે સંયુક્ત મુકદ્દમો ચલાવી ન શકાય. આ મુકદ્દમામાં પણ ત્રણે આરોપીઓ સામે એક જ ગુન્હા માટે કેસ ચલાવવામાં આવતો નથી. ઉદાહરણ તરીકે લેફ્ટેનન્ટ ધીલોનને મહમદ હુસેનના કહેવાતા ખૂનના કિસ્સા સાથે કશી નિસ્બત નથી. આ કહેવાતા ખૂનનો આરોપ તો ફક્ત બીજા આરોપીઓના માથે જ નાંખવામાં આવ્યો છે. "અમે યુદ્ધ જગાવવાના આરોપોને કે અથવા તો ખૂન કરવાના કે એમાં સહાય કરવાના આરોપોને પડતા મૂકીશું" એમ કહેવામાં આ અદાલત હવે ઘણી મોડી પડશે."

## વફાદારીનો ભાર

"આ કેસ કંઇ લડતમાં લડતા અથવા યુદ્ધ જગાવવાના કાર્યમાં સ્વેચ્છાએ જોડાયેલા માણસોનો નથી. આ એવા લોકો ઉપર ચાલી રહેલો કેસ છે કે જેમના મોભાનો તેમનાં દુશ્મનોએ પણ સ્વીકાર કર્યો હોય. આથી વિગ્રહી સૈન્યના સૈનિકોને સુલભ એવા તમામ હકકો, અધિકારો અને અપવાદોના તેઓ હકદાર ઠરે છે."

"હું આગળ જણાવી ગયો છું તે મુજબ આમાં વફાદારીનો પ્રશ્ન જ બેહુદો બની જાય છે છતાં પણ એના પર જો ભાર મુકાતો હોય તો હું કહું છું કે તાજ અને સંસ્થાનો વચ્ચેના સબંધોમાં પણ એક એવો તબકકો આવે છે જ્યારે સંસ્થાનો તાજ પ્રત્યેની વફાદારીનો લદાયેલો ભાર ફગાવી દઈ શકે છે અને એમનું આ પગલું ન્યાયપુરઃસરનું લેખાય છે તેનું ઉદાહરણ બ્રિટન અને તેના એક સમયનાં સંસ્થાન તેમજ જગતને બબ્બે મહાન વિશ્વયુદ્ધમાં ઉગારી લેનાર અને એની પડખે રહી લડનાર અમેરિકા પુરૂં પાડે છે. મળી આવેલી તમામ હકીકતો પુરવાર કરી દે છે કે આઝાદ હિંદ સેના સુસંચાલિત સેના હતી. ફરજિયાત ભરતી કરવામાં આવી

છે એવો પણ જો આરોપ આપણે સ્વીકારી લઈએ તો તેમાં પણ કંઈ ખોટું થતું નથી. યુદ્ધ પરિસ્થિતિ દરમિયાન બધારા મિત્ર પ્રદેશોમાં ફરજિયાત ભરતી કરવામાં આવી હતી એનો ઈન્કાર કરવામાં આવે તો, શિક્ષા કરવામાં આવતી હતી એના પુરાવાઓ આપવાની જરૂર નથી.”

### બધું જ ગેરકાયદેસર છે

“આરોપીઓ પર ખૂન કરવાના અને ખૂનના કૃત્યોમાં સહાય કરવાના આરોપો મૂકાયા છે, એ સંબંધમાં મારો જવાબ એ છે કે યુદ્ધસંચાલન માટે આવશ્યક શિસ્તપાલન તરીકે એ કૃત્યો આદરવામાં આવેલાં. જેમને મોતની સજાઓ કરવામાં આવી હતી, એ તમામની વિધિપુરસરની તપાસ પછી અને દુનિયાએ સ્વીકારેલા સર્વમાન્ય કાનૂનો અનુસાર કેસો ચલાવ્યા પછી જ રાજાઓનો અમલ કરાયો હતો.”

“હું એક વસ્તુ ખૂબ ભારપૂર્વક જણાવું છું કે, આ આખો ય કેસ ગેરકાયદે છે. જે અદાલત આ કેસ ચલાવી રહી છે, તે અદાલતને આ કેસ ચલાવવાનો કોઈ અધિકાર જ નથી, અને મારી માન્યતા અનુસાર આરોપીઓને વહેલામાં વહેલી તકે માનપૂર્વક મૂકત કરવા જોઈએ.”

શ્રી. ભૂલાભાઇએ આરોપીઓની તરફેણમાં કરેલ ઐતિહાસિક બચાવ પૂરો થયા પછી થોડીક કાયદાની ચર્ચા બાદ ફરિયાદ પક્ષના ધારાશાસ્ત્રી મી.એન્જીનીયરનું વ્યાખ્યાન થયું. તા. ૩૧–૧૨–૪૫ ના રોજ લશ્કરી અદાલતે કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન ધીલોન અને કેપ્ટન સહગલને જન્મદેશનિકાલની સજા ફરમાવી પરંતુ હેતુપુર્વક સર્જાયેલું આ ન્યાયનું નાટક પૂરું થયા પછી તા. ૩ જી જાન્યુઆરી ૧૯૪૬ ના રોજ હિંદના સેનાપતિ જનરલ ઓકિનલેકે ત્રણે આરોપીઓની [illegible] માફ કરીને ત્રણે વીર સપુતોને મુકત કર્યા. [illegible] ઇન્ગ્લીશનો અપૂર્વ વિજય લઇને શ્રી. ભૂલાભાઈ [illegible] કોઈપણ મુદ્દીને એ એમની છેલ્લી સલામ હતી.

## ૧૨: અવસાનના ઓળા !

"મી. ભૂલાભાઈ, તમે ધારો તો કેસની મુદ્દત માગી શકો તેમ છે, પરંતુ તમારે તમારી જીંદગી તો સાચવવી છે ને."

"આ કેસ પછી તો હું પૂરતો આરામ જ લેવાનો છું દાકતર, પરંતુ આ 'કોર્ટમાર્શલ' છે એટલે આ અદાલતમાં મુદ્દત પડે જ નહિ!"

. દાકતરની ચિંતાઓને સાવ સાધારણ સ્વરૂપમાં સ્વીકારતાં 'અમેરિકન સ્વાતંત્ર્ય યુદ્ધ'ના અંગ્રેજી પુસ્તકનાં પાનાં ફેરવતાં શ્રી. ભૂલાભાઈએ જવાબ આપ્યો: તંદુરસ્તી અને 'વિટામીન'ની સૃષ્ટિમાં જીવતા દાકતર સાહેબને દરદી જરા જક્કી અને કંઈક હઠાગ્રહી જણાયો, પુન: દાકતરે એક તક લીધી !

"મી. દેસાઈ, તમો 'નાઇટ વર્ક' ઓછું કરો, તમારા જ્ઞાનતંતુઓ પરના વધુ પડતા દબાણની લોહીના હરવાફરવા પર અસર થાય છે, એ તો આપ જાણો છો ને ?"

"દાકતર સાહેબ, આપનું કહેવું તદ્દન સાચું છે, પરંતુ આ કેસમાં તો મારા જ્ઞાનતંતુઓની ચિંતા કરી શકાય તેમ નથી!"

દાકતર નિરાશ થયા. દરદી હઠીલો હોવાની એમની માન્યતા વધુ મક્કમ બની. એક ઇન્જેકશન આપીને તે વિદાય થયા.

* * *

આઝાદ હિંદ ફેસની સુનાવણી દરમ્યાન લાગલાગટ અઢી માસ રાતદિવસ સખ્ત કામ કરવાને પરિણામે શ્રી ભૂલાભાઇની જીવન-શક્તિ ઓછી થતી જતી હતી. દાક્તરોની આરામ લેવાની ભલામણોની અવગણના કર્યા સિવાય બીજો કોઈ માર્ગ ન હતો. સંખ્યાબંધ પુરાવાઓ, સાક્ષીઓની જુબાનીઓ અને ઉલટ તપાસોના અભ્યાસનો ભાર ઝીલતું અને આરોપીઓના બચાવના મુદ્દાઓની શોધમાં પડેલું શ્રી ભૂલાભાઈનું માનસ પળવાર પણ 'આરામ' શોધે એવા સંજોગો જ ન હતા.

બચાવના ભાષણના દિવસે તો તેઓ ખુબ જ 'અશક્તિ અનુભવવા માંડયા; 'ઓકસીજન' લઇને પણ સતત બોલવાની શક્તિ ટકાવી રાખવાના પ્રયાસો આરંભ્યા! બચાવનું ઐતિહાસિક ભાષણ પૂરું કરીને શ્રી ભૂલાભાઇએ દિલ્હીના એમના નિવાસસ્થાને આવીને ખુબ સ્વસ્થતા અનુભવી. ચુકાદો શું આવશે તેની તેમને ચિંતા ન હતી, 'મેં મારો ભાગ પૂર્ણ બુદ્ધિશકિત અનુસાર ભજવ્યો છે,' એ સંતોષ એમના વદન પર મૂર્ત થયો હતો.

દેશભરમાંથી શ્રી. ભૂલાભાઇએ પોકારેલા બચાવનામા માટે અભિનંદન આપતા તારો અને પત્રો આવ્યે જતા હતા, એ અભિનંદનો વાંચીને 'અહં'નો આનંદ પામવા જેટલીય શકિત હવે એ સમર્થ ધારાશાસ્ત્રીમાં નહોતી રહી : વહેતી તકે દિલ્હી છોડવાની તૈયારી કરી અને થોડાક જુના મિત્રોને મળીને શ્રી ભૂલાભાઈ મુંબઈ પધાર્યા.

મુંબઈના પ્રજાજનોના અંતરમાં શ્રી. ભૂલાભાઈ માટેના સન્માન અને સદ્દભાવમાં હજારગણી વૃદ્ધિ થવા પામી હતી. મુંબઈના બાહોશ ધારાશાસ્ત્રીની વાણી અને કાયદાનું જ્ઞાન દેશના નવયુવાનોની જીંદગી જીતવાના કામે લાગી ગયાનો ગર્વ સૌ અનુભવતા.

ભારત પર સત્તાનો ધજાગરો કાયમ કરવાનો હાસ્યાસ્પદ પ્રયાસ કરનારી સત્તાને ભૂલાભાઇએ આખરનો શબ્દ સંભળાવી દીધો હતો જીવન દીપ સ કેરીને આજે અમર બનેલા શ્રી. ભૂલાભાઈ ઈતિહાસની એક અમર કેડી સર્જી ગયા—એમનું જીવન ધન્ય બની ગયું · એમનું વકતૃત્વ, એમનું કાનૂની જ્ઞાન અને અને એમની અતુલ શકિતઓ-એ દેશની આઝાદી માટે મરી ફીટ એવા ત્રણ નરવીરોની ઈજ્જત બચાવવાનો ભગીરથ પ્રયાસ કર્યો હતો શ્રી ભૂલાભાઈના વાક્‌પાટવ અને કુનેહ ખરે ટાણે ખૂપ લાગી ગયાં હતા

એ બધા સામે આઝાદ હિંદ કેસ દરમ્યાન નજીક આવતા અવસાનના ઓળાઓથી શ્રી. ભૂલાભાઈ સાવ અજ્ઞાત હતા.' તૂટતી જીવન તત્રીના તાગ્ના બસુરા અવાજ તો એમને દિલ્હીમા સભળાઈ જ ચૂકયા હતા, છતાય ખુબ આરામ લઈને સ્વસ્થ થઈ જવાની તેઓ વાતો કરીને આશ્વાસન અનુભવતા.

લોકહૈયાના સન્માનને યોગ્ય બનેના શ્રી. ભૂનાભાઈતા ૬ ઠ્ઠી જાનેવારીએ મુબાઈ આવ્યા ત્યારે સ્ટેશન પર એમનુ ભવ્ય સ્વાગત થયુ એમના આગમન પહેલાં જ વડા મેનાપતિના ફરમાનથી સજા પામેલા ત્રણેય વીરોની મૂકિત થઈ ચૂકી હતી એ મુકિતનાં કારણોમા તો શ્રી. ભૂલાભાઇએ એમના બચાવ ભાષણમાં કરેલી સગીન દલીલો જ હતી એ સૌ કોઇ સમજી શકયુ

શ્રી. ભૂલાભાઈના સન્માન અને અભિનદન માટે તા. ૭ મી જાનેવારીએ ચોપાટી પર વિરાટ સભા મળી. સભાના પ્રમુખસ્થાને સરદાર શ્રી. વલ્લભભાઈ બિરાજ્યા હતા ચોપાટીની એ યાદગાર સભામા સરદારશ્રીએ શ્રી. ભૂલાભાઈએ કરેલા કાર્યની મુકત કઠે પ્રશસા કરી

સરદારશ્રીએ જણાવ્યું હતું કે "જ્યારે સરકારના કેટલાક બેવકૂફ માણસોએ આઝાદ હિંદ ફોજના માણસો સામે લશ્કરી અદાલતમાં કામ ચલાવવાનું નક્કી કર્યું અને લશ્કરી અદાલતની સ્થાપના કરી એ જ વખતે મહાસભાના કારોબારી મંડળે આઝાદ ફોજના સૈનિકોનો બચાવ કરવાનો ઠરાવ કર્યો. એ ઠરાવ કરતી વખતે જ અમારી સૌની નજર શ્રી. ભૂલાભાઈ પર ઠરી હતી."

"બચાવનું કાર્ય ગૌરવભરી રીતે ઉપાડી લે એવા શ્રી. ભૂલાભાઈ દેસાઇ જેવા ધારાશાસ્ત્રી આપણી પાસે ન હોત તો ઘણી મુશ્કેલી પડત. રાષ્ટ્રસેવાના આવા કાર્યમાં ધારાશાસ્ત્રી માટે પૈસા આપીએ તો મહાસસભાની પ્રતિષ્ઠા જાય. શ્રી. ભૂલાભાઈએ સદાય મહાસભાને ચરણે એમની સેવાઓ ધરી છે. શ્રી. ભૂલાભાઈએ મેળવેલા વિજય માટે હું એમને આપણા સૌ વતી અભિનંદન આપું છું. શ્રી ભૂલાભાઈએ દાખવેલા અસાધારણ કૌશલ્ય અને બુદ્ધિપ્રભાનો આ પ્રસંગ ઇતિહાસમાં ચિરંજીવ રહેશે."

સરદારશ્રીના ભાષણ પછી શ્રી. ભૂલાભાઈએ જવાબ આપતાં જણાવ્યું કે "રાષ્ટ્રના ચરણે મારી યથાશક્તિ સેવાઓ ધરવાનો હું મારો ધર્મ સમજું છું. મારૂં એવું માનવું છું કે, આઝાદીની લડત હવે સંપૂર્ણ થઈ છે, અને આપણે નજીકના ભવિષ્યમાં જ આપણા દેશનો વહીવટ સંભાળવાની જવાબદારી લેવી પડશે."

## સન્માન સમારંભો

શ્રી. ભૂલાભાઈના ભાષણ પછી શહેરની સંખ્યાબંધ સંસ્થાઓ તરફથી એમને ફુલહારો અર્પણ થયા હતા. હિંદી નાવીક દળના સૈનિકોએ શ્રી. ભૂલાભાઇને સલામી આપી હતી.

મુંબઇના શહેરીઓની સભા ઉપરાંત પ્રોગ્રેસીવ ગ્રુપ અને બીજી સંસ્થાઓએ શ્રી. ભૂલાભાઈનાં સન્માન માટે સમારંભો યોજ્યા હતા.

'માતૃભૂમિ' પત્રોના સંચાલકો તરફથી શ્રી ભૂલાભાઈના સન્માનનો ભવ્ય સમારંભ યોજાયો હતો : એ સમારંભમાં શ્રી ભૂલાભાઇએ જણાવ્યું હતું કે "શ્રી સુભાષ બોઝે રાષ્ટ્રની આઝાદી માટે કરેલા અવિરત પ્રયાસોએ આપણી સમક્ષ એક નવો રાહ દર્શાવ્યો છે, શ્રી. સુભાષ સદાય એમની રીતે કાર્ય કરતા હતા–કરતા આવ્યા છે– આઝાદ હિંદ ફોજની રચનામાં સુભાષ બાબુનો આશય માતૃભૂમિની સેવા કરવાનો હતો !'

સન્માન સમારંભોનો આવશ્યક કાર્યક્રમ પતાવવા માટે જ જાણે સ્વસ્થ રહ્યા હોય, એમ શ્રી. ભૂલાભાઈ સન્માનોની વિધિ પત્યા પછી તરત જ બીમારીને ખાટલે પડયા. નિષ્ણાત દાકતરોની સારવાર શરૂ થઈ· શકિતઓનાં તૂટી ગયેલા બંધો બાંધવા મથતા દાકતરોએ બે ત્રણ માસ સુધી પ્રયાસો ચાલુ રાખ્યા, પણ શ્રી. ભૂલાભાઈની તબિયતે હવે ' જાકારો ' સંભળાવ્યો હતો. ૬૮ વર્ષ સુધી સખ્ત કામ કર્યા પછી વધુ કાર્ય કરવાનો એ દેહને કંટાળો આવ્યાનાં ચિન્હો દષ્ટિગોચર થતાં હતાં.

અવસાનના ઓળા વધુ નજીક ને નજીક પથરાતા હોય એવાં ચિન્હો નજરે પડતાં હતાં.

## ૧૩ઃ છેલ્લો પરાજય

પિતામહ ભીષ્મ અણિયાળાં બાણોની શૈયા પર સુતા સુતા કુરૂક્ષેત્રમાં ચાલતા યુદ્ધના ભણકારા સાંભળી રહ્યા હતા. યુદ્ધભૂમિ થોડીક દૂર હતી, છતાં શસ્ત્રોના ચમકાર ઘણા નજીક જણાતા! એમને શય્યા પરથી કોઇક હાથ આપીને ઉઠાડે તો મોતને પણ ભવ્ય બનાવી દે એવો એકાદ ઝાટકો ખેલી નાખવાની એમના દીલમાં અભિલાષા હતી; પરંતુ એમને કોણ ઉઠાડે!

સૈકાઓ પહેલાં કુરૂક્ષેત્રમાં ઘવાઈને પડેલા પિતામહ ભીષ્મની અંતરવ્યથા જેવી જ વ્યથા 'હસમન-મહંમ'માં પમદેવ સાથે 'થોડુંક વધુ જીવવા દે તો પરિણામ જોઈને જઉં!' એ પ્રકારની દલીલો કરતા શ્રી. ભૂલાભાઈના અંતરની હતી.

એમને જીંદગી લંબાવવાની તમન્ના ન હતી, પરંતુ બ્રિટિશ મીશન સાથેની આખરી મંત્રણાઓનું પરિણામ જાણવાની તાલાવેલી હતી.

હિંદને આઝાદી આપવાનો ભગીરથ નિર્ણય કરીને બ્રિટિશ 'ડન હિંદને કિનારે ઉતર્યું' હતું, ત્યારે શ્રી. ભૂલાભાઈની નાડીઓ 'ચલન' સદાયને માટે 'રામ રામ' કરવાની હઠ લઈ બેઠાં હતાં.

અને દિલ્હીમાં મહાસભાના મોવડીઓ ભારતના ભાગ્યવિધાનની આખરી આકૃતિમાં રંગ પુરી રહ્યા હતા, ત્યારે છેક જ અપ્રતિત પળે યમરાજે શ્રી. ભૂલાભાઈ સાથે કારમી મંત્રણાઓનો આરંભ કરી દીધો હતો.

યમદેવ સાથે થોડાક દિવસો પૂરતા સમાધાનની શ્રી. ભૂલાભાઇની ત્રણ ત્રણ દિવસોની મંત્રણાઓ પડી ભાંગી. યમદેવનો વિજય થયો અને પંચમહાભૂતના માનવી ભૂલાભાઈએ જીવનનો છેલ્લો પરાજય જોયો !

કેટલી કપરી પળો !

યમરાજના ક્રૂર નિર્ણય માટે કોઇ 'અદાલત' ન હતી, યમરાજના આખરી નિર્ણય પર કયાંય 'અપીલ' ન હતી, એટલે ન્યાયાસનને ધ્રુજાવનાર ધારાશાસ્ત્રીનો ચોક્કસ પરાજય નોંધાયો હતો.

કાનૂન અને બંધારણની ભૂલભૂલામણીઓમાં સમર્થ અને શક્તિશાળી માનવીઓને જકડી લેનાર ભૂલાભાઇ યમદેવની અદાલતમાં નિષ્ફળ બન્યા, અનેક કેસો જીતી જનાર પોતાનો અગત્યનો 'કેસ' હારી ગયા ! પ્રતિસ્પર્ધીને વાક્‌પાટવનાં શસ્ત્રોથી મહાત કરનારની વાણી કુંઠિત થઈ ગઈ : યમરાજનો જય થયો.

—અને 'હસમન–મહાલ'ની ભવ્ય મહેલાતોની દીવાલો પરથી એક અતિ કારસુ તેજવર્તુલ ઉંચે ઉંચે ગગનનાં ગોપ્ય તરફ તણાઈ જતું દેખાયું:

'હસમન–મહાલ'ની એ કાળી પળ સને ૧૯૪૬ના મે માસની તા. ૭ઠ્ઠીની સવારે ૧–૧૫ની હતી, એ દુઃખદ ઘટના પછીના થોડાક જ કલાકોમાં દેશ અને દુનિયાના ખૂણે ખૂણે હિંદના એક સમર્થ ધારાશાસ્ત્રી, પ્રથમ પંક્તિના બાહોશ રાજનીતિજ્ઞના અવસાનના વર્તમાન પહોંચી ગયા.

આઝાદ હિંદ ફોજ કેસના બચાવ કાર્ય દરમિયાન્ શ્રી ભૂલાભાઈએ ઉઠાવેલી અપરિમિત જહેમતને પરિણામે જ તેમનું મૃત્યુ થયું હતું: મંગળવારની વહેલી સવારથી મુંબાઇના નાગરિકોએ શોક અનુભવ્યો: મર્હુમના અવસાનના શોક નિમિત્તે મુંબાઇ અને હિંદના નાનાં મોટાં અનેક શહેરોમાં હડતાળ પડી: શાળાઓ, કચેરીઓ, અને વેપારી પેઢીઓનાં કામકાજ બંધ પડયા: સર્વત્ર ઘેરા વિષાદની છાયા પ્રસરી ચૂકી:

# અંતિમ સંસ્કારો

મહાસભા ભવનમાંથી મંગળવારે લાખ્ખો નગરજનોના શોક સરઘસ સાથે-મૃતદેહની પાલખી શહેરના મુખ્ય માર્ગોએ ફરી અને અંત્યેષ્ટિ ક્રિયાને સ્થળે ગયા પછી ચંદન કાષ્ટની ચિતામાં અગ્નિઝાળો ફેલાઈ ત્યારે ન્યાયદેવીએ ડુસકાં ભર્યાં: સમર્થ પિતાના પુત્ર શ્રી. ધીરૂભાઇ અને નગરના લાખ્ખો જનોની આંખો અશ્રુભીની બની

લોકહૃદયની એક જ વાણી વહેતી થઇ "એમનું જીવન ધન્ય બન્યું હતું, એમનું મૃત્યુ એમને શોભા આપી ગયું છે! અને આ જગતમાં અમરપટો લઈને કોણ આવ્યું છે? ભૂલાભાઈ મૃત્યુ પામ્યા પરંતુ એમની દેશભક્તિ અને આત્મભોગ કદાપિ મૃત્યુ નહિ પામે."

ધન્ય મૃત્યુ ! ધન્ય ભૂલાભાઇ !

## ૧૪ : " એ ખોટ નહિ પૂરાય "

દેશમાં કોઇ ભારે ધરતીકંપ થયો હોય એવી દુઃખદ લાગણીઓ સાથે સ્વ. ભૂલાભાઇના અવસાનના વર્તમાને સૌને સ્તબ્ધ કરી મૂકયા. મૃત્યુ સમયે એમનું વય ૬૮ વર્ષનું હતું શ્રી. ભૂલાભાઈ સમગ્ર દેશની મોંઘી મૂડી સમાન હતા પૂ. ગાંધીજી અને સરદાર વલ્લભભાઈના પ્રિયપાત્ર હતા, રાષ્ટ્રના અનેક મહાજનોના મિત્ર હતા.

રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહી સમિતિએ નીચેનો ઠરાવ પસાર કરીને શોક વ્યક્ત કર્યો હતો.

### ' ભવ્ય બલિદાન '

" કારોબારી સમિતિ શ્રી. ભુલાભાઈ દેસાઇના અવસાનથી પોતાને જણાતી ખોટ અને ખેદની ઊંડી લાગણીની નોંધ લે છે. સદ્‌ગતે અભૂતપૂર્વ બલિદાન અને ત્યાગથી તેમજ શક્તિ અને ઘણા વર્ષો સુધી કારોબારી સમિતિના સભ્ય તરીકે અને બીજી વિવિધ કામગીરીઓમાં, તેમજ ખાસ કરીને મધ્યસ્થ ધારાસભામાં કોંગ્રેસ જુથના આગેવાન તરીકે તથા આ. હિં. ફોજ મુકદ્દમામાં

પશ્ચાત ધારામંડળના મુખ્ય ધારાશાસ્ત્રી તરીકે રાષ્ટ્રની અણમોલ સેવા બજાવી હતી. સમિતિ શ્રી. ધીરજલાલ દેસાઈ તેમજ શ્રીમતી ધુરી દેસાઇને પોતાના હાર્દિકમાં હાર્દિક આશ્વાસનો તેમજ સહાનુભુતિ પાઠવે છે."

## દેશના સાચા સેવક

પૂ. ગાંધીજીએ સદ્દગતને અંજલિ આપતાં 'હરિજન'માં નીચે જબ લખ્યું છે—

"બારડોલીના ખેડૂતોની વીરતા અને તેમની વિટંબણાઓએ ી. ભૂલાભાઈ દેસાઇને જાહેર જીવનમાં ખેંચી આણ્યા. નહિ તો એક નામીચા સરકારી નોકર રહ્યા હોત અને મુંબઇની હાઇકોર્ટના ન્યાયાધીશ બનીને પોતાની કારકિર્દી પૂરી કરત. ધારાશાસ્ત્રી તરીકેની તેમની કુશળતાને પરિણામે આઝાદ હિંદ ફોજનો છુટકારો થયો, ત્યારે તેમની કીર્તિ પરાકાષ્ઠાએ પહોંચી. તેમના પુત્ર તથા પુત્રવધૂના શોકમાં હું તેમજ બીજા કેટલાયે ભાગીદાર છીએ. દેશની સેવા માટેના મરહૂમના પ્રેમનો વારસો મેળવીને તેઓ પોતાના એ શોકને આનંદમાં ફેરવશે એવી આપણે આશા રાખીએ. એ વસ્તુ જ જીવનને જીવવા જેવું બનાવે છે."

## રાષ્ટ્રની ભારે ખોટ

રાષ્ટ્રપતિ મૌલાના આઝાદ એક નિવેદન દ્વારા સદ્દગતને અંજલિ આપતા જણાવે છે—

"શ્રી. ભૂલાભાઈના અવસાનથી આખા દેશને નહિ પૂરાય તેવી ખોટ પડી છે અને મને અંગત શોક ઉપજ્યો છે. કંઇ પંદર વર્ષ પહેલા તેઓ રાજકારણમાં જોડાયા ત્યારથી તેઓ આપણા મિત્ર

અને સાથી બનીને રહ્યા હતા, તેમજ આપણી રાષ્ટ્રીય લડતમાં પોતાનો સતત હિસ્સો પૂરાવ્યો હતો. અનેક ક્ષેત્રામાં એમણે એમની વિશિષ્ટ શક્તિઓનો પરિચય આપ્યો હતો. પણ ખાસ કરીને મધ્યસ્થ ધારાસભાના કોંગ્રેસ જુથના આગેવાન તરીકે એમની નામના અજોડ રહેશે. જીવનના છેલ્લા જાહેર કાર્ય આઝાદ હિંદ ફોજ કેસમાં એમણે આંતરરાષ્ટ્રીય ધારામાં નવું પ્રકરણ આલેખવામાં મદદ કરી હતી. એમના અવસાનથી આપણા રાષ્ટ્રીય જીવનમાં એવી ખોટ પડી છે જે સહેલાઇથી પૂરી શકાય એમ નથી."

## મહાન દેશભક્ત

સ્વર્ગસ્થ શ્રી. ભૂલાભાઇને અંજલિ આપતાં સરદાર વલ્લભભાઇ પટેલ કહે છે "સહુથી પહેલા બારડોલીની ઐતિહાસિક લડત દરમ્યાન શ્રી. ભૂલાભાઇ દેસાઇ જાહેર જીવનના સંપર્કમાં આવ્યા. અને ત્યારથી એમના જીવનની છેલ્લામાં છેલ્લી પળ સુધી આપણી દરેક જાહેર પ્રવૃત્તિઓમાં અમે એક બીજાના નિકટ સહવાસમાં રહ્યા છીએ. એમનું અવસાન મારે માટે ભારે ખોટ છે. તેઓ એક વિચક્ષણ ધારાશાસ્ત્રી અને મહાન દેશભક્ત હતા. આ દેશના જાહેર જીવનમાં તેમના અવસાનને લીધે પડેલી ખોટ સહેલાઇથી પુરી શકાશે નહિ. દિલ્હીના લાલ કિલ્લામાં આઝાદ વીરોની તાજેતરની ઐતિહાસિક તપાસમાં એમણે પોતાની શક્તિઓ ખર્ચી નાંખી હતી અને અજોડ નામના મેળવી હતી. પરંતુ આ માટે એમને પોતાના જીવનની કિંમત આપવી પડી હતી. તેમના પુત્ર અને પુત્રવધૂના શોકમાં આખો દેશ ભાગ લઈ રહ્યો છે. એમની પાછળ રહેનારાઓએ-એમના અધુરા કાર્યને પુરવાર કરવા પોતાનાથી બનતું બધું કરવું જોઇએ."

## જીવનનુ ધન્ય કર્મ

પંડિત જવાહરલાલ નેહરૂએ એક નિવેદનમા જણુવ્યુ છે કે—

"મહિનાઓથી કષ્ટ અને વેદના સહન કરતા શ્રી ભૂલાભાઇ અવસાન પામ્યા છે એમની દૈહિક પીડા દૂર થઇ છે પરંતુ એમના અવસાનથી દેશને પડેલો ફટકો અને અસખ્યોને થએલુ દુખ ચાલુ રહેશે દેશભક્તિના કામના અત્યંત બોજાને પરિણામે એ વિભૂતિ આપણી પાસેથી દૂર થાય છે આઝાદ હિંદ ફોજનો બચાવ એ એમના જીવનનુ સૌથી ધન્ય કાર્ય છે 'ગુનામ પ્રજાના, શાસક પ્રજા સામે પોતાની આઝાદી માટે લડવાના અબાધિત અધિકાર'ની એમણે ગજાવેલી ઘોષણા અમર રહી જશે."

## સર્વ પક્ષોના પ્રિય

શ્રી રાજગોપાલાચારી નીચેના શબ્દોમા એમનો શોક વ્યક્ત કરે છે—

'આપણા ઘણા નાહોશ પુરુષોમા શ્રી ભુલાભાઇ એક હતા. દેશને જ્યારે જ્યારે એમની સેવાઓની જરૂર હતી ત્યારે ત્યારે તેઓએ એમની સર્વ માઈ શક્તિથી દેશની માગ પૂરી કરી હતી તેમની આગેવાની નીચે વડી ધારાસભામા કોંગ્રેસ જુથ ઠેઠ સુધી ગૌરવભરી વર્તણુ અખત્યાર કરવામા સફળ નીવડયુ હતુ તેમના મન અને હૃદયની ઉચ્ચતાએ તેમને બધા રાજદ્વારી પક્ષોમા પ્રિય બના યા હતા આઝાદ હિંદ ફોજ તપાસ કેસોમાની તેમની અદ્વિતીય સેવાઓ માટે તેમના ધધાનારી મહાન સાથીઓએ પણ તેમને ઉચ્ચ પ્રશસાથી નવાજ્યા હતા આ કાર્યે તેમને મારી નાખ્યા આ દુનિયામા હુ જેમને મળ્યો હુ તેમા સૌથી ચપળ લોજના તેઓ હતા બાળક જેવુ તેમનું દિલ હતુ કૃત્રિમતાને તેઓ ધિક્કારતા હતા આપણી પાસે તેના જેવા બીજા હોઇ શકે નહિ'

## માનનીય સ્થાન

ડૉ. રાજેન્દ્રપ્રસાદે નીચે પ્રમાણે નિવેદન કર્યું છે.

"શ્રી. ભુલાભાઇના અવસાનથી દેશને થયેલો આઘાત ઓછો નથી. ધારાશાસ્ત્રી તરીકે પ્રતિભાશાળી એવા તેમની ધારાશાસ્ત્રી તરીકેની મહાન શક્તિ દેશની સેવા માટે મળી હતી. તેમની સિદ્ધિઓ મહાન છે. દેશના જાહેર જીવનમાં અતિ માનનીય એવું સ્થાન એમણે મેળવી લીધું હતું. તેમના અવસાનથી પડેલી ખોટ પૂરવાનું દેશનું કાર્ય સરળ નથી."

## અમર સેવાની યાદ

શ્રી. ભુલાભાઈના અવસાનના સમાચાર સાંભળી શ્રી. સરોજની નાયડુએ કહ્યું હતું "ભુલાભાઈની અસાધારણ માનસિક શક્તિઓને પરિણામે તેમણે આખા દેશની પ્રીતિ પ્રાપ્ત કરી હતી. રાષ્ટ્રની આઝાદી માટે તેઓ હંમેશા ભોગ આપ્યે જતા હતા. તાજેતરમાં આ. હિં. ફોજનો બચાવ કરવામાં તેમને દેશને ચરણે જે સેવા ધરી હતી તે ઇતિહાસમાં અમર રહી જશે."

## મૈત્રીભર્યા સંબંધો

અખિલ હિંદ મુ. લીગના પ્રમુખ શ્રી. મહમદઅલી જિન્નાહ નીચેના શબ્દોમાં ભૂલાભાઇને અંજલિ આપે છે.

"ભૂલાભાઇના કુટુંબીજનોને હું મારા હાર્દિક આશ્વાસન પાઠવું છું એમનું અવસાન ધારાશાસ્ત્રીઓના ક્ષેત્રમાં એક મોટી ખોટ સમાન છે. રાજદ્વારી રીતે તેઓ મારી સાથે સંમત ન હતા. છતાં અમારી વચ્ચેના સબંધો ખૂબ જ મૈત્રીભર્યા હતા. મૃત્યુ પછી ના વિવાદ હોઈ શકે નહિ. અમારા ધંધામાં એમની ખોટ પુરાવી મુશ્કેલ થઈ પડશે."

# ભાષણો

*

સ્વ. શ્રી. ભૂલાભાઈએ સને ૧૯૩૦ થી સને ૧૯૪૫ દરમ્યાન મહત્વનાં વ્યાખ્યાનો આપ્યાં છે, એ વ્યાખ્યાનોમાંનાં થોડાંક વ્યાખ્યાનોનો માત્ર સારભાગ શ્રી. ભૂલાભાઈની જુદા જુદા વિષયો સંબંધીની વિચારણા અને એમની ભાવના સમજવામા અનુરૂપ થાય એ દષ્ટિએ હવે પછીનાં પૃષ્ઠોમાં રજુ થાય છે .. ...[ સંપાદક ].

*

## માનનીય સ્થાન

ડૉ. રાજેન્દ્રપ્રસાદે નીચે પ્રમાણે નિવેદન કર્યું છે.

"શ્રી. ભુલાભાઇના અવસાનથી દેશને થયેલો આઘાત ઓછો નથી. ધારાશાસ્ત્રી તરીકે પ્રતિભાશાળી એવા તેમની ધારાશાસ્ત્રી તરીકેની મહાન શક્તિ દેશની સેવા માટે મળી હતી. તેમની સિદ્ધિઓ મહાન છે. દેશના જાહેર જીવનમાં અતિ માનનીય એવું સ્થાન એમણે મેળવી લીધું હતું. તેમના અવસાનથી પડેલી ખોટ પૂરવાનું દેશનું કાર્ય સરળ નથી."

## અમર સેવાની યાદ

શ્રી. ભૂલાભાઈના અવસાનના સમાચાર સાંભળી શ્રી. સરોજીની નાયડુએ કહ્યું હતું "ભૂલાભાઈની અસાધારણ માનસિક શક્તિઓને પરિણામે તેમણે આખા દેશની પ્રીતિ પ્રાપ્ત કરી હતી. રાષ્ટ્રની આઝાદી માટે તેઓ હંમેશા ભોગ આપ્યે જતા હતા. તાજેતરમાં આ. હિં. ફોજનો બચાવ કરવામાં તેમને દેશને ચરણે જે સેવા ધરી હતી તે ઇતિહાસમાં અમર રહી જશે."

## મૈત્રીભર્યા સંબંધો

અખિલ હિંદ મુ. લીગના પ્રમુખ શ્રી. મહમદઅલી જિન્નાહ નીચેના શબ્દોમાં ભૂલાભાઇને અંજલિ આપે છે.

"ભૂલાભાઇના કુટુંબીજનોને હું મારા હાર્દિક આશ્વાસન પાઠવું છું. એમનું અવસાન ધારાશાસ્ત્રીઓના ક્ષેત્રમાં એક મોટી ખોટ સમાન છે. રાજદ્વારી રીતે તેઓ મારી સાથે સંમત ન હતા. અમારી વચ્ચેના સબંધો ખૂબ જ મૈત્રીભર્યા હતા. મૃત્યુ પછી વિવાદ હોઈ શકે નહિ. અમારા ધંધામાં એમની ખોટ પુરાવી કઠ થઈ પડશે."

અને અર્થકારણમાં સ્વાતંત્ર્યના સિદ્ધાંતોને તેનાં તાર્કિક પરિણામ સુધી અમલ કરવાને લગતો હતો. જે કોઈ શોષક હોય તે તો પ્રજાના તિરસ્કારને પાત્ર બને છે, અને તેનો નાશ કરવા માણસની ઇચ્છા જાગૃત બને છે."

"હું સમજી શકયો છું ત્યાં સુધી સામ્યવાદની ફિલસુફી ઉપરોક્ત પ્રકારની સમજના પાયા પર નિર્ધારિત થયેલી છે, હિંદમાં એ ફિલસુફીનું અનુકરણ કરવા જતાં પહેલાં આપણે હિંદના સંજોગોનો વિચાર કરવો ઘટે છે."

## ઝાંઝીબારના હિંદી વસાહતીઓ

[ઝાંઝીબારના હિંદી વસાહતીઓનાં હિતરક્ષણના સવાલની વડી ધારાસભામાં ચર્ચા ચાલી ત્યારે કરેલા પ્રવચનનો સારભાગ: ૧૯૩૭ ]

" આ પ્રસ્તાવ કોઈ નાત–જાત કે રંગભેદ પર રચાયો નથી. આ પ્રસ્તાવનો હેતુ નાત જાત કે રંગભેદના પૂર્વગ્રહ વિના હિંદી હિતોની રક્ષા કરવાનો છે. ઝાંઝીબારનું હિંદી મંડળ–'ઇન્ડિયન નેશનલ એસોસીએશન ઓફ ઝાંઝીબાર'ના મોટા ભાગના સભ્યો ઇસ્લામના અનુયાયીઓ છે. મારે માટે એ દુ:ખનો વિષય છે કે અમારા પક્ષકાર–વકીલો જે હોવા જોઇએ તેઓ આજે ઝાંઝીબારની સરકારની વકીલાત કરી રહ્યા છે. આ દુ:ખકારી દૃશ્ય છે! તમે તમારા દેશ કે તમારા પ્રાન્તમાં ભલે ગમે તે કરો પણ તમારાથી બની શકે તે રીતે તેમની નીતિ સામે વિરોધ દર્શાવવાનો તમારે પ્રયાસ કરવો જોઇએ. એવું કહેવાનો કંઇ જ અર્થ નથી કે: " મેં મારાથી બનતું કર્યું છે, મેં મારો પ્રામાણિક યત્ન કર્યો છે, તમે, આ તે શું કરી રહ્યા છો?"

"આપણે આવી અગત્યની બાબતમાં આ રીતે વર્તી ન શકાય. અમારે આટલું કહેવાનું છે. હિંદના નાગરિકોના હિતનો અમે પક્ષ કરીએ છીએ, ઝાંઝીબારમાં જઇ વસેલા અમારા દેશના નાગરિકોનાં હિત અમારે હૈયે છે, અને એ કહેવાની જરૂર નથી કે, આ હિંદીઓ ત્યાં માત્ર થોડા સૈકાઓથી જઇને વસ્યા નથી પણ ઇતિહાસ કહે છે કે હિંદના કિનારાની શોધ કરવા માટે વાસ્કો–દ–ગામાએ હિંદી નાવિકોના મદદ લીધી હતી. આ તો આ મુદ્દાની ઐતિહાસિક ભૂમિકા જ બની. તેમને એ હકીકતની ખબર પડવી જોઇએ કે ત્યાંના હિંદીઓની સ્થિતિનું નિરાકરણ આણવું સરળ છે તો તેમણે શાણપણ વિનાનું પગલું લીધું ન'હોત. આ ક્ષણે પણ મારી ઉપર ત્યાંની ઇન્ડિયન નેશનલ એસોસીએશન તરફથી એક તાર આવ્યો છે. તમે જાણો છો કે આ મંડળમાં મોટા ભાગના સભ્યો મુસ્લિમો છે. તાર આ પ્રમાણે જણાવે છે"

"સત્યાગ્રહનું ત્રીજું અઠવાડિયું શાંતિપૂર્વક પસાર થઇ ગયું છે. કોમ મક્કમ છે."

"આજે પરિસ્થિતિ કેવી છે ? ૧૯૩૪ ની સાલ સુધી શું બનવા પામ્યું છે ? ૧૯૩૪ પહેલા આર્થિક નિરાશાના સંજોગો ઉભા થયા ન હતા ? તે પહેલાં લવંગની કિંમતમાં ઘટાડો થવા પામ્યો ન હતો ? અને એ પણ શું વાત સાચી નથી કે તેમના પુરોગામીઓ આવ્યા ત્યાં સુધી હિંદીઓ, યુરોપીયનો, આરબો અને આફ્રિકા–નિવાસીઓ મિત્રાચારીપૂર્વક ત્યાં રહેતા હતા. પરદેશગમન અંગેની સ્થાયી સમિતિએ દર્શાવ્યું હતું: 'અત્યારે આ સાધનનો ઉપયોગ કરવાનો સમય આવ્યો છે' મારા મિત્ર મી. જેમ્સ જો કે, તેને ...ોડી કાઢતા નથી. આખરે તો આ બાબતમાં તેમને બે આંખો ..., જ્યારે અમે તો અમારા પરદેશ ગયેલા દેશબાંધવોના હિત પર

અમારી દૃષ્ટિ કેન્દ્રિત કરીએ છીએ. એટલે તેમની આ સલાહ અમે એકદમ સ્વીકારતા નથી, પણ વ્યાપાર પરના પ્રતિબંધ સંબંધે તેમણે કરેલી વિચારણાનો અમે વિચાર કરીએ છીએ. આજ સવારના પણ એક માનનીય સભ્ય ઉભા થયા અને હિંદમાં કેટલીક વસ્તુઓની આયાત પર અંકુશ મૂકવા કે નિયંત્રણ મૂકવાની તેમણે ભલામણ કરી. હું ઇચ્છું છું કે તેઓ સમજે કે આવા કોઈ પગલાં કરતાં વધારે અગત્યનું પગલું તેઓ સૂચવે. તેમને યાદ હોવું જોઇએ કે ગયા જુલાઈ મહિનામાં પરદેશગમન અંગેની સમિતિએ એવી સૂચના કરી હતી કે, હિંદમાં થતી લવંગની આયાત પર પ્રતિબંધ મૂકવામાં આવશે તો તેનું ઉપયોગી મહત્વ સધાશે. મારી પાસે વધારે સારું કરવાની સત્તા હોય તે સમયે મારે એવું કહેવું પડે કે "મેં મારાથી બનતું કર્યું છે!" તો તેનો શો અર્થ થાય? હુ સર જગદીશપ્રસાદ કે તેમના સાથીદારોનો વાંક કાઢતો નથી, પણ ધારી લો કે હિંદ સરકાર એક ગૌણ દશા ભોગવે છે, વળી ધારી લો કે ભારત મંત્રી તમારા પગલાને ટેકો આપતા નથી, તેમ છતાં મારે તમને પૂછવું પડે છે કે, 'તમે જે પ્રમાણે બીજી વસ્તુઓ સંબંધી બીજી કોઈ પણ સત્તાને પૂછ્યા વિના હિંદીઓને અસરકારક રાહત આપવા માટે જે પ્રમાણે પગલાં લઈ શકો છો તે પ્રમાણે આ સંબંધમાં પણ પગલા લેવાની તમારી પાસે સત્તા નથી? યાદ કરો કે ઝાંઝીબારમાંથી થતી લવંગની નિકાસનો અર્ધો ભાગ આ દેશમાં આવે છે. આ શોધની વસ્તુ છે. સરકારના મારા માનનીય સભ્ય આ વાત જાણતા હોય તેમ લાગતું નથી, કારણ કે તેમની જીવન-પદ્ધતિ બીજાઓ કરતાં જુદા પ્રકારની છે. હું તેમને ખાત્રી આપવા માગું છું કે આ પ્રસ્તાવ કોંગ્રેસ તરફથી નથી, આ પગલું હિંદુ કે મુસલમાને પણ સૂચવ્યું નથી."

"આ પ્રસ્તાવ ત્યાં વસતા હિંદી નાગરિકો સંબંધમાં અને તેમની રક્ષાના હેતુસરનો છે. આ હિંદીઓએ સવિનય ભંગનો આશરો લીધો

છે અને તેઓ તમને અપીલ કરે છે કે તમે આવી મતલબનું પગલું લો અને લવંગના વેપાર પર પ્રતિબંધ મૂકો તો તેમની મુશ્કેલીઓનો ઉકેલ આવી જશે. એમને એ કહેવાનો કશો જ અર્થ નથી કે " મિત્રો તમે સો ઉપરાંત વર્ષો થયા વેપાર કરી રહ્યા છો, પણુ સરકારે પોતાનાથી બની શકે તે કર્યું છે, અને મારી તમને સલાહ છે કે કૃપા કરીને આ સત્યાગ્રહના માર્ગને છોડી દો." આ લોકો યાતના વેઠવાને તથા પોતાના હક્ક માટે ગમે તે શિક્ષા સહન કરવા તૈયાર છે. અને મારે તમને ખાત્રી આપવાની છે કે, ન્યાય તેમના પક્ષે છે. ત્રણુ અઠવાડિયાં સુધી જે સત્યાગ્રહ ચાલ્યો છે, તેને તોડી નાખવાનો પ્રયાસ કરવો તે છાજતું નથી. સરકાર તરફથી લડાયક જુસ્સામાં ભાષણુ કરવું. એ પ્રસંગને ઉચિત નથી, તેવું કદાચ તમે માનતા હશો. તેમને ખબર પડી ગઈ હશે, કે તેમના હાથ મજબૂત કરવા માટે અને તેમને સહાય આપવાને માટે અમે આ પ્રસ્તાવને પસાર કરી રહ્યા છીએ. જો તેઓ લવંગની આયાત પર અંકુશ મૂકવા માગતા હશે તો તેમને આ પ્રસ્તાવના કારણે સાથ અને સહાય મળી જશે. સભાગૃહનો મત આને માટેનો માર્ગ સાફ કરશે. આ પ્રમાણે કરવાને બદલે કોઈ બીજાના પક્ષમાં કરાયલી દલીલો અમારી સમક્ષ આવીને પડી છે."

"ઝાંઝીબારમાં મિલકતો મેળવવાનાં સંબંધમાં મારે બે જવાબો આપવાના છેઃ એક તો ત્યાં મિલકતો ધરાવતા હિંદીઓ સંબંધી છે. ઝાડોની સંખ્યાની બાબત ગેરસમજુત ઊભી કરે છે. મને માલુમ નથી કે મારા માનનીય મિત્રે સીમલા ખાતેના પાછનનાં ઝાડોની સંખ્યાની ગણુત્રી કરી હોય. તેમ છતાં તેઓ એ કામમાં પ્રવૃત્તિમાન અને તો જરૂરી વ્યવસાય હાથ ધર્યો ગણાશે. આમ છતાં ઝાંઝીબારના વડા ન્યાયમૂર્તિના અધ્યક્ષપદ નીચેના કમિશને એવો મત પ્રગટ કર્યો છે કે 'હિંદીઓએ સો વર્ષ ઉપરાંતના સમયમાં સાડા છ ટકા

જેટલા લવંગના ઝાડ પર માલિકી મેળવી છે અને સાડાતેર ટકા મોરગેજ મિલકતોનો હક્ક મેળવ્યો છે.' એટલા માટે હજારો અને લાખો એવા શબ્દોનો ઉપયોગ કરીને ભ્રમ ઊભો કરવાની જરૂર નથી. મને ખબર નથી કે એ દેશમાં લાખો અને કરોડોની સંખ્યામાં કેટલાં ઝાડ છે, અને આવા અગત્યના સવાલ પર સરકારના પ્રતિનિધિ તરફથી આવી અપેક્ષા રાખતો નથી. હું તો એવી આશા રાખતો હતો કે તેમણે એવું કહેવું જોઈતું હતું કે તમે જે ઠરાવ પસાર કરશો તેથી અમારા હાથ મજબૂત બનશે, કે પોતાના આપભોગોથી હિંદીઓ જે લડત કરી રહ્યા છે તેના અંતે તેઓ સફળ થશે."

## ઈસ્લામનું ગૌરવ:

[ નાગપુરમાં યંગ મુસ્લીમ સોસાયટીના આશ્રયે આપેલા ભાષણનો મહત્વનો સાર ભાગઃ ૧૯૩૪]

મિત્રો, તમારા ઇસ્લામ મઝહબ અને એના 'સાહિત્ય'નો જેને કંઇક ઊંડો કહી શકાય એવો અભ્યાસ મેં કર્યો છે અલબત્ત આને માટે મારી કોઇ યોજનાપૂર્વકની તૈયારી નહોતી. અકસ્માતે જ મને આ સદ્‌ભાગ્યે અર્પ્યું છે. અને આને પરિણામે જ ઘણી વાર મારા કરતાંયે આ વિષયમાં વધારે જ્ઞાન ધરાવતા હોવાનો દાવો કરતા મારા મિત્રો મારી વાતોથી નવાઇ પામી જાય છે.

આજે આપણે જે હકુમત હેઠળ જિંદગી ગુજારી રહ્યા છીએ, એ સત્તા અને હિંદ પર એક વાર શાસન ભોગવી ગએલા મોગલ સામ્રાજ્ય વચ્ચે એક મૂળભૂત તફાવત છે. અને બંને સત્તા વચ્ચેની આ ભિન્નતા જ મારે માટેનું એક સૌથી મોટું આકર્ષણ બની ગઇ છે. મોગલ ઝંડા નીચે વિજેતાઓ અને હિંદની પરાજિત પ્રજા બંને આ દેશની એક સામાન્ય જનતા તરિકે એકમેકની સાથે વર્ષો સુધી જીવ્યા હતા. આમાં રાષ્ટ્રમાં પ્રવેશેલા એક નૂતન પ્રચારક ધર્મ અને બીજા જગતના સૌથી વધુ પ્રાચિન ધર્મ એ બે વચ્ચેનું ઘર્ષણ એમને નડયું

ન હતું. વાસ્તવમાં - તો મોગલ શહેનશાહત હિંદનો–હિંદની પ્રજાનો એક ભાગ બની ગઇ હતી. આજના હિંદના મુસલમાનોને એ ભાગમાં વહેંચી શકાય. એક તો રાષ્ટ્રમાં પ્રવેશેલા નવા ધર્મનો અંગીકાર કરી ઇસ્લામનો સ્વીકાર કરનારા અને બીજા વિજેતાઓ તરીકે અહીં આવીને પછી અહીંજ વતન બનાવીને રહેલા ઇસ્લામીઓ. આ વાતને બીજા રૂપમાં કહીએ તો એમ કહી શકાય કે ગોરા સામ્રાજ્યવાદીઓ માફક મોગલ સત્તાધિશો હિંદમાંથી દોલત બહાર લઈ જઈ એમનાં પ્રદેશને ભરવાનું સમજતા નહોતા. પરંતુ તેમણે તો હિંદને પોતાનું વતન ગણીને એને મોહબત કરી, હિંદના રક્ષણને, માટે-પોતાના લોહીની નદીઓ વહાવી, પોતાના અમન ચુનક કરતાંયે તેમણે આ દેશને વધારે વહાલ કર્યું.

એક સમયે હિંદમાં વિજેતા તરીકે પ્રવેશેલા મોગલો આજે હિંદના અને હિંદી પ્રજાના એક અતુટ ભાગ બનીને રહયા છે. આ તકે આપણે ન ભૂલીએ કે બરોબર આજ સમયે એક સૌથી મહાન મોગલ શહેનશાહે જગતને ધર્મના વિષયમાં સહિષ્ણુતા અને પરસ્પરના પ્રેમભાવનો અણમોલ પાઠ શીખવ્યો. મહાન મોગલ શહેનશાહ અકબરે, પોતાના સામ્રાજ્યના ઝંડા હેઠળના સર્વ ધર્મોનો બારીક અભ્યાસ કરવાની પોતાની ફરજ માની એટલુંજ નહીં પરંતુ એ બધા મઝહબોના અનુયાયીઓ–અલ્લાહ–યા તો ઇશ્વરના એક માત્ર નેજા નીચે એકત્ર થાય એ, માટે એક જબરજસ્ત પુરુષાર્થ આદર્યો. એની નિષ્ફળતા આપણે જોવાની નથી. આપણે તો જોવાનું છે કે જગતના મહાન ધર્મો હિંદુ, ઇસ્લામ, ઝોરોસ્ટ્રીઅન, ખ્રીસ્તી અને બૌધ્ધ એ તમામને એક કરવાની એના પ્રયોગમાં રહેલી વિરાટ ભાવના સામેજ આપણે નજર ફેરવવાની છે. આજે આ તકે આ દેશમાં પોતાને ઇસ્લામી ગણાવતા મારા બધુંઓને આ મહાન મોગલ આત્માની આ અતિ ઉત્કૃષ્ટ ભાવનાને સતત રીતે પોતાની નજર સમક્ષ રાખવાનો હું આગ્રહ કરું છું.

## સેવાનો જીવન આદર્શ

[ મદ્રાસના શહેરીઓની સેનગુપ્તા
સ્મારક સભામાં આપેલા વ્યા-
ખ્યાનનો સાર ભાગ–૧૯૩૪ ]

"આપણા સ્વર્ગસ્થ બંધુ શ્રી. સેનગુપ્તાનો જીવન અને મરણમાંથી આપણે શું મેળવી શક્યા છીએ તે વિચારવા આપણે અહીં ભેગા મળ્યા છીએ."

"બધાય ધર્મોની વાત છે. સન્ત પુરુષો ને તેમની તિથિઓ લોકો અમસ્તી જ યાદ રાખતા નથી, આ તિથિઓ માત્ર તેમને યાદ કરવા માટે જ નથી પળાતી પરંતુ તેનો હેતુ નિત્યના સંસારી જીવનમાં રચ્યાપચ્યા રહેલા આપણા જીવનનું સરવૈયું કાઢવા માટે યોજાઈ હોય છે. માણસ પોતે અંતર્મુખ થઈ શકે, પોતાને ઓળખી શકે, પોતાનું આત્મ-પરીક્ષણ કરી શકે, એટલા માટે આ તિથિઓ ઊજવવામાં આવે છે..શું ઇસ્લામ, કે શું ખ્રિસ્તી સંપ્રદાય કે શું હિન્દુ ધર્મ કે શું બૌધ ધર્મ. આ બધા ય ધર્મોમાં બીજાઓ સ્મરણ કરી શકે તેવું જીવન જીવી જનારની પુણ્યતિથિ નિર્માણ કરવામાં આવે છે. આ પુણ્યતિથિ ગતાત્માઓ માટે નહિ પણ તેમની પાછળ રહેલાંઓના માર્ગદર્શન માટે હોય છે. આ રીતે જ આજે આપણે એવા એક પુણ્યાત્માની તિથિ ઉજવવા મળ્યા છીએ."

"શ્રી. સેનગુપ્તા એક કેદીની જ અવસ્થામાં ચાલી ગયા પણ તેમના પ્રત્યેના સન્માન માટે મારે કહેવું જોઈએ કે, તેઓ પોતાની પાછળ રહેલાઓ માટે, સેંકડો અને હજારોની સંખ્યામાં નહિ પણ લાખ્ખોની સંખ્યામાં અનુસરણ કરવાનું દૃષ્ટાંત મૂકતા ગયા છે. આખરમાં મૃતાત્મામાં એવું શું છે જેને આપણે પવિત્ર ગણીએ છીએ અને જેના માનમાં આપણે અહીં આજે એકત્ર થયા છીએ. તેમના ઐહિક જીવનની સાથે સંબંધ છે ત્યાં સુધી આપણે કંઈ એ મૃત માનવીને માટે એકઠા થયા નથી. કારણ કે તમે મનમાં વિચારશો તો મૃત્યુ એ કંઈ આકસ્મિક ઘટના નથી પણ એક ચોક્સ પરિણામ છે."

"વહેલી મોડી આપણા માટે પણ એ ઘટના જરૂર બનવાને સરજાયલી છે. આવતા ભવનું ભાથું તૈયાર કરવું જોઈએ એવું માનનારમાંનો હું એક નથી. એકતરફી આદર્શ સેવનારા અસંખ્ય માનવીઓ પોતાનાં જીવન વેડફી રહ્યા છે; અને સાચા આદર્શો સેવતા છતાં તેઓ એક પ્રકારની પ્રતારણાના ભોગ બને છે, તે પ્રમાણે મારું માનવું છે. હિંદુ ધર્મ પાળતા હોય કે ઈસ્લામનો મઝહબ માનતા હોઈએ, પણ આપણામાંથી ઘણાખરા થોડા આ જીવનને ઝટપટ પતાવી લઈ હવે પછીની મુક્તિની ખટપટમાં પડેલા હોઈએ છીએ."

"જીવનક્રમ, સર્જન અને ઈશ્વરના હેતુઓ માટે આના કરતાં વધારે ભૂલભરેલો બીજો ખ્યાલ આપણે કર્યો નથી. આપણામાં જે શારીરિક, બૌદ્ધિક અને લાગણીજન્ય શક્તિઓ છે તે આપણી પોતાની જ અંગત મુક્તિ સાધવા માટે છે તેવો આપણે જે ખ્યાલ ધરાવી રહ્યા છીએ, તેના કરતાં વધારે ભૂલભરેલો બીજો કોઈ ખ્યાલ નથી. આ ભાવનાથી પ્રેરાઈને જ થોડા સમય અગાઉ હિંદમાં સંન્યાસી અને યોગીનું જીવન ગાળવા માટે પ્રયાસો કરાતા હતા પણ આ

ભાવનાં ખોટી પળ પર રચાઇ હતી, આત્મસમર્પણના કારણે તે ઘટના આપણો આદર મેળવતી એ વાત ખરી, પણ અત્યાર અગાઉ જેઓ થઇ ગયા છે તેમના જીવનમાંથી અત્યારનું ઐહિક જીવન આપણે સુયોગ્ય અને યથાર્થ રીતે જીવીએ તેવો બોધપાઠ ગ્રહણ કરવાનો વખત આવી ગયો છે. જે ભૂમિમાં ગયેલો પ્રવાસી કદાપિ પણ પાછો ફર્યો નથી. તે ભૂમિમાં આપણે માટે શું છે તે માન્યતા એ એક અંગત વાત છે. ટુંકમાં કહીએ તો લોકમાન્ય તિલક અને એવાઓ પોતાનું જીવન એવી રીતે જીવી ગયા છે કે જે બીજાઓ માટે અનુકરણ રૂપ બને. જીવનકથા લખનાર એક અંગ્રેજ ગ્રંથકારના કહ્યા પ્રમાણે મહાત્માજીના જીવન પરથી આપણને આવો બોધપાઠ મળે છેઃ "મારી માફક સૌને માટે ધર્મનો અર્થ ક્રીયમાણ અંતરાત્મા છે." પ્રત્યેક માનવીને અંતરાત્મા હોવો જોઈએ, એટલુ જ નહિ પરંતુ આ અંતરાત્મા ગતિમાન હોવો જોઈએ અને આપણા જીવનના પ્રત્યેક પ્રસંગે તેનું પ્રતિબિમ્બ પાડતો હોવો જોઈએ. ચિન્તન કરવા માટે અમને હમણાં તો એક વરસ મળી ગયું હતું, તે દરમિયાન અમે વાચેલાં અગત્યના પુસ્તકોમાં લોકમાન્ય તિલકનું ગીતા–કર્મયોગ રહસ્ય નામનુ એક પુસ્તક હતું. તિલક મહારાજે છ વરસના તેમના કારાવાસમા આ ગ્રંથ લખ્યો હતો. આ મહાન ગ્રંથમાં તેમણે એ પુરવાર કર્યું છે કે જગતમાં આપણને જીવવાને જે જીવન મળ્યું છે તે જીવન તમે તમારા આત્માની ઉત્કૃષ્ટતા કેળવો તે માટે મળ્યું નથી પણ આ જીવન તમને એટલા માટે મળ્યું છે કે તમે તેને એ રીતે જીવી જાણો જેથી માનવ જીવનની અસમાનતાઓ તૃમે દૂર કરી શકો, અને તમે આ જીવનનો ત્યાગ કરીને ચાલ્યા જાવ ત્યારે તમે તમારી પછવાડે વધારે સારૂં જગત મૂકીને, જાવ છો તેવો તમે હિસાબ આપી શકો. મહાત્માજીએ પણ આ જીવનદૃષ્ટિને ટેકો આપ્યો છે. તમે જીવન જીવતા હો ત્યારે અને આ જીવનને અહીં મૂકીને ચાલ્યા જાવ તે દરમિયાન તમે ઉપયોગી રીતે

જીવન જીવે તથા ઈશ્વરની સારી રીતે સેવામાં એ જીવન વ્યતિત કરે તેને માટે કંઈ બુદ્ધિમત્તા કે મોટાઈની જરૂર પડતી નથી. આપણે મનને કેળવીએ તો આપણામાંનો નાચીજમાં નાચીજ માણસ પણ જીવનની આ તરો પરિશ્રમ કરવાને સમર્થ છે. જીવનની અસમાનતાઓ–આપણે આપણું જીવન તેને દૂર કરવા ન્યોછાવર કરી દઈએ તે અર્થે સર્જાઈ છે. જીવનના ઢસડઓરાની દિવસની પ્રવૃત્તિઓની પૂર્ણાહુતિ બાદ દિનાન્તે આપણામાંના કેટલા પોતાની જાતને પૂછે છે કે બીજા માણસની સેવા કરવા માટે આપણને થોડા વધારે કલાક અગે, થોડી વધુ ક્ષણો મળી શકે તેમ છે કે નહિ? સેવાની આ ભાવના સૌમાં સમાન હોય અને તેનો આ ભૂમિમાં સાર્વત્રિક સ્વીકાર કરાયો હોય તો આપણા પરમેશ્વર અને આપણા બંધુજનો સમક્ષ આપણો હિસાબ આપતાં આપણને કશી જ મુશ્કેલી નડે નહિ. આપણામાંના ઘણા તો પરિસ્થિતિને શરણે જઈને જીવન ઘસડતા હોય છે. આ શરણાગતિએ પ્રત્યેક પુરુષ, સ્ત્રી અને બાળકની માનવજીવનની પ્રવૃત્તિને ડુબાડી દીધી છે. પશુનું જીવન જીવવાને માટે, આહાર કરવાને માટે, અને આહાર કરીને સુખે નિદ્રા મેળવવા માટે અને બીજે દિવસે એ જીવનક્રમ શરૂ કરવાને આપણે જન્મ્યા નથી, તે સમજવાનો સમય આવી ગયો છે. કારણ કે સમય હશે ત્યાં સુધી, જો તમારામાં અને તમારા બન્ધુજનોમાં તમને નિષ્ઠા હશે તો શક્તિ પ્રાપ્ત થશે. મહાત્મા ગાંધીજી તેત્રીસ કરોડ માટે જીવન ખર્ચી નાખે, તો આપણે નાના માનવીઓ,' નાના સમૂહો માટે કામ કરીએ; અને પ્રત્યેક માનવી શું પુરુષ કે શું સ્ત્રી, તેના નાના સમૂહમાં કામ કરે એ યોગ્ય છે."

"તમે વિદ્યાર્થી હો કે વિદ્યાર્થિની હો, પણ દિવસના અંતે તમે તમારા કામના મુકાદમ કદી બનો છો? અહીં દરિયાકાંઠે ખુલ્લી હવામાં એક કલાક ફર્યા બાદ તમને કદી વિચાર સૂઝે

છે કે ગંદા ઝૂંપડાઓમાં રહેલા આપણા ગરીબ ભાઇ બહેનો વચ્ચે જઇ તેમનું જીવન સહેજ પણ સુધરે તે રીતે મદદમાં આવી શકાય તેમ છે કે નહિ? તમને કદાપિ પણ વિચાર સુઝયો છે કે આપણા દેશની ગરીબ માનવતા, આપણા પૈસાપાત્રો તરફની નાચીઝમાં નાચીઝ સેવાની પણ અપેક્ષા રાખી રહી છે. એટલે સેવા એ કંઇ મહાન આત્માઓ માટે જ કંઈ અનામત નથી, સેવા એ આંગળીના વેઢે ગણી શકાય તેટલી થોડી વ્યકિતઓનો ઇજારો પણ નથી, પણ સેવા આપણામાંની પ્રત્યેક વ્યકિત કે જેના દિલમાં શ્રદ્ધા છે અને આત્મભોગની ભાવના છે તેને માટે પણ છે. વાસ્તવમાં આત્મભોગની પણ કયાં માંગણી કરવામાં આવી છે? તમારે તો તમે જે કલાક દરમિયાન કંઇ જ કામ કરતા નથી તે કલાકની તમારા કાર્યક્રમમાંથી ચોરી કરવાની છે. મહાન મૃતાત્માના નામે હું તમારી પાસે ભીખ માગું છું કે તમે જે કલાકનો ઉપયોગ તડાકા મારવામાં સમય કેમ વ્યતિત કરવો તેવો વિચાર કરવામાં કે મિત્રો સાથે ગપ્પાં હાંકવામાં કે, ખિન્નતામાં ગાળતા હો, તેનો ઉપયોગ ગરીબોની સેવામાં કરો. સેવાની ભાવના જીવનને ઉચ્ચ માર્ગે લઇ જશે"

"કવિવર રવીન્દ્રનાથ કદાપિ કહેતા કંટાળ્યા નથી કે, 'દુનિયામાં આપણે જુદો સંદેશો આપવાનો છે,' આપણે આવો સંદેશો આપવાનો છે. તેવી જરૂર આશા રાખીએ, પણ આજે તો દુનિયા સમક્ષ આપણે એવું ચિત્ર રજુ કરી રહ્યા છીએ કે તેને માટે ન તો આપણે કે દુનિયા ગર્વ લઇ શકે. મહાન હેતુઓ સિદ્ધ કરવા સરજાયલી આપણે એક પ્રજા છીએ, પણ આપણી આળસને લઈને આપણી મહાન નેમો સિદ્ધ થયા વિના રહી છે. આજે આપણા મહાન મિત્ર સેનગુપ્તા એક સફળ ધારાશાસ્ત્રી હતા તેટલા માટે નહિ પણ તેઓ એક મહાન રાજદ્વારી આગેવાન હતા તેટલા વાસ્તે

તમારી સમક્ષ આ મહાન હેતુ સિદ્ધ કરવાનો અનુરોધ કરવા આવ્યો છે."

"મહાત્માજી," મહાન આત્મા, આપણામાંના મહાનમાં મહાન લોકસેવક. તેમને તમે મહાત્માનું બિરુદ કેમ આપ્યું છે? તેનો કંઈ અર્થ તો તમે કર્યો હશે ને? બીજા કોઈને તમે "મહાત્મા" કહેતા નથી. હું મારા માટે તમારો મત લેવા માંડું તોય તમે મને મહાત્મા ન કહો. પરંતુ તમારા અજાગૃત દિલના ખૂણામાં એક એવી લાગણી પડે છે જે તમને આ મહાન આત્માની હાજરી અને તેના કૃત્યોથી પ્રેરણા કરે છે ને તમને જણાવે છે કે, આ વ્યક્તિમાં એવી કોઈ મહાન શક્તિ છે જે તમને કાર્યરત અને સત્યપ્રિય બનાવે છે. હિંદને વિશ્વ સમક્ષ ધરવાનો આજ એક સંદેશ છે. આ સંદેશનો પ્રથમ પાયો એ છે કે આપણે સ્વતંત્ર માનવીઓ તરીકે વિચારતા, જીવતા, ચિન્તન કરતા થઈ જઈએ. કારણ કે આપણી ગુલામીમાં પોતાને મુક્ત માનનાર અને વિશ્વને મહાન આત્માનું પુરું પાડનાર એ વ્યક્તિ છે. મહાત્માજી બીજા દેશમાં હોત તો તેમણે પોતાના દેશને ગુલામીમાંથી મુક્ત કર્યો હોત, એટલું જ નહિ પણ જગતના માર્ગદર્શક ગુરૂ બની શક્યા હોત, પણ આપણી વચ્ચે રહેતા આ "મહાત્મા"નું આપણે અનુસરણ કરી શકતા નથી તે વિચારવું પણ દુર્ભાગ્ય છે. મહાત્માજી આવે છે ત્યારે તેમની વાણી ઝીલવા તમે લાખોની સંખ્યામાં શાં માટે ભેગા મળો છો? પહેલાંના જમાનામાં દર્શન કરવા માટે કે પોતાના પાપ ધોવા માટે આપણે મહાન આત્માઓ પાસે જતા એ અર્થમાં જો આપણે ભેગા થતાં હોઈએ તો આપણે ભૂલ કરી રહ્યા છીએ. તેઓ જે કરી રહ્યા છે તેનું અનુસરણ કરવામાં અને તમારી સમક્ષ ઈશ્વરે જે કામ મૂક્યું છે તે કામ વિનમ્ર બનીને સિદ્ધ કરવામાં જ તમે સ્વીકારેલો હેતુ બર લાવી રહ્યા છો. પ્રત્યેક બ્રાહ્મણનું ઘર જે દેશમાં નિશાળ રૂપ હતું, તે દેશ આજે જગતમાં નિરક્ષર કેમ બની ગયો છે?"

"પ્રત્યેક ગ્રેજ્યુએટ, પ્રત્યેક જુવાન આજે બેકારીની કેવી ફરિયાદ કરી રહ્યો છે? આ પ્રત્યેક જુવાન બીજા લોકો પોતાથી કેટલા મહાન છે તેની ચિન્તામાં પડયા વિના જીવનના સંદેશની ભાવનાથી દૂરદૂરના ગામડામાં દટાઇ જાય અને પોતામાં જે કંઇ સર્વશ્રેષ્ઠ છે તે પોતાના દેશબાન્ધવો સમક્ષ ધરી દે તો આપણે ફરજિયાત કેળવણીનો કાયદો કરવાની પણ જરૂર રહેશે નહિ."

"આજની આપણી પરિસ્થિતિમાં આપણે જે જિલ્લા કે પ્રાન્તમાં રહીએ છીએ ત્યાંનાં બાળકોને ભણાવી કેમ શકતા નથી? આપણે તો સંસ્કૃતિનો પ્રાચીનતમ વારસો ધરાવી રહ્યા છીએ તેમ છતાં આપણે કેમ કેવળ અભણ છીએ? પ્રાથમિક શાળાઓ ચલાવે તેટલી પૂરતી સંખ્યામાં આપણી પાસે શું જુવાનીઆઓ નથી? પણ આનું કારણ એ છે કે આ સર્વોત્તમ કાર્ય માટે આપણાં જુવાન નર-નારીનાં દિલમાં પ્રેરણા ઉઠતી નથી. આ જુવાન નરનારીઓ શહેરના જીવનમાં ભીચડાવ્યા કરતાં ગામડામાં જાય અને ત્યાં ઘર બનાવીને રહે તો મને મુદ્દલે શંકા નથી કે પ્રતિકૂળ વાતાવરણને પણ આપણે ફેરવી રળિયામણું જગત બનાવી શકીશું."

"જ્યારે જ્યારે હું મારા વતનમાં જાઉં છું ત્યારે ત્યારે લોકો મારી પાસે આવી પૂછે છે "અહીં એક પણ નિશાળ નભાવાતી નથી. શાળા શરૂ કરવા માટે તમે કંઇક દાન કરી શકો નહિ?" "આનો હમેશાં હું જવાબ આપુ છું કે "હું તમને પૈસા આપુ તો પણ જુવાન માણસો જ્યાં સુધી વિચારે નહિ કે કોઈ પણ રાષ્ટ્રીય સેવા નાની નથી, ત્યાં સુધી એનો કંઇ જ અર્થ સરવાનો નથી." બાકી હિંદમાં સેવાની કદરનો સવાલ જ નથી."

"આપણે તો નિર્મૂલ્ય ઐચ્છિક સેવાની જરૂર છે. હિંદને ઘડવા

મારે ઐચ્છિક સેવા આપણે માગીએ છીએ. આવા સેવાભાવી નર-નારીઓ આપણને મળી જાય તો પછી આપણે એવી તાકાત અને તક ઉભી કરીશું કે આઝાદી તો કેવળ થોડાક સમયની વાત બને."

## માતૃભૂમિનું ગૌરવ

[ બેઝવાડાના નાગરિકો સમક્ષ
આપેલું ભાષણ : ૧૯૩૪ ]

"સ્વતંત્રતાની મહાન લડતમાં આન્ધ્ર દેશે પોતાનો જે મહાન ફાળો આપ્યો છે તેને માટે તેને અભિનંદન આપવાની પોતાની ફરજ જ નહિ પણ અધિકાર છે તેવું સમજનારમાંનો હું એક છું. અભિનંદનના હું કેવળ ઔપચારિક શબ્દો જ ઉચ્ચારતો નથી, પણ આ શબ્દો એટલા માટે ઉચ્ચારી રહ્યો છું કે, આપણે અત્યારે એવા સમયમાં છીએ કે, જ્યારે આપણે આપણી પાછળ શું મૂક્યું છે, છે, તેનો જ હિસાબનો કરવો નથી પણ આપણે હવે પછી શું કરનાર છીએ તેનો પણ વિચાર કરવાનો છે."

"આપણા વિરોધીઓમાં એવા કેટલાક છે, જેઓ એમ કહે છે કે, ગઈ લડતમાં કોંગ્રેસે પરાજય વેઠયો છે, આમ કહીને તેઓ રાજી થવા માગતા હોય તો તેમને મારે કંઈ કહેવાનું નથી, કારણ કે આપણે કંઈ તેમના માટે આપણી નીતિ ઘડી રહ્યા નથી."

"સ્વતંત્રતા હાંસલ થતાં સુધી દેશે કેવો ઉત્તમ માર્ગ અખત્યાર કરવો જોઈએ તે કેવળ આપણે વાસ્તે જ આપણે નક્કી કરવા માટે છીએ."

"કેવળ લાગણીથી દોરવાઈને જુવાનો લડતમાં ઘસડાય તેવું મેં કંઈ કહ્યું નથી. મારી સામે કોઈ આરોપ મૂકી શકે તેમ નથી કે

મેં સમજ્યા વિના પગલું ભર્યું હતું. કાયદાની બાબતે સમજ્યા વિના મેં આમાં ઝંપલાવ્યું હતું તેવો પણ કોઇ આક્ષેપ મૂકી શકે તેમ નથી. આટલા કારણે જ આજે તમારી લડત માટે હું તમને અભિનંદન આપવા માટે અહીં ખડો થયો છું."

"કોંગ્રેસના છેલ્લા ૧૫ વર્ષના ઇતિહાસની રૂપરેખા દોરું. આ સમય પહેલાં ભાવી આદર્શ તરીકે સ્વતંત્રતાનો ઝંડો ફરકાવવામાં આવ્યો ન હતો તેવું કહેવાનો મારો આશય નથી. પણ કોંગ્રેસે પોતાની ઓછામાં ઓછી માગણી અને સીધા આદર્શ તરીકે સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો ત્યારથી તેના ઇતિહાસમાં નવું પ્રકરણ ખુલ્યું અને આ રાષ્ટ્રીય જાગૃતિ લાવવામાં એક જ વ્યક્તિ જવાબદાર છે અને વ્યક્તિ તે મહાત્મા ગાંધીજી જ છે."

"લડતની સાથે સાથે જાગૃતિ પણ આવવા લાગી અને કેટલાક વિરોધીઓ આંગળી ચીંધીને, વિદ્યાર્થીઓના જીવન વેડફાઈ રહ્યા હોવાનું કહેવા લાગ્યા. લડતની અધવચમાં પડેલા આપણા દેશભક્તોને આ શાણા લોકો સલાહ આપી રહ્યા હતા."

"આ શાણાં લોકોને મારે પૂછવું છે કે દેશની સ્વતંત્રતાનો સવાલ આવીને ઉભો રહેતા ક્યાંય પણ સ્વતંત્રતા મેળવવાના ખર્ચનો વિચાર કરવામાં આવ્યો છે? ૧૯૧૪–૧૮ ની લડાઇમાં યુરોપના સ્વતંત્ર દેશો વચ્ચે ઝઘડો ઉભો થયો ત્યારે તેમાં જોડાયલા વિદ્યાર્થીઓની શાળા કોલેજોનો વિચાર કરવામાં આવ્યો હતો? આ દેશના લોકોના વેપાર વાણિજ્યનું શું થયું? સ્વતંત્રતા જાળવવા માટે દેશની સંચિત સંપત્તિના વપરાયલા ભોગનું શું થયું? આ વખતે આ આ શાણા લોકોને કંઈ પ્રશ્ન પૂછવાનું સૂઝ્યું નહિ."

"વાસ્તવમાં તો તેમનામાંય કોઇ આવી શંકાઓ જગાડનું તેને દેશદ્રોહી કહી આઝાદીની હવા લેવાને નાલાયક તરીકે તેને ઉતારી પાડવામાં આવતો. જીવન અને જીવન વ્યવહારમાં વ્યક્તિગત સ્વતંત્રતાને ચાહનારા લોકોનું દૃષ્ટિબિંદુ આવું છે, પણ એજ લોકો આ દેશનું રાજ કરવા આવે, અહિંનું શોષણ તેય ચાલુ રાખે છે ત્યારે તેઓ તેથી તદ્દન વિપરીત જ દૃષ્ટિબિંદુ રજુ કરે છે, એ આપણું દુર્ભાગ્ય છે. આમ છતાં પશ્ચિમની પાસેથી આપણે સત્ય નહિ પણ હત્વાભાસ ભણ્યા છીએ! તેઓ વિચારે છે કે જે તેમને માટે હિતકર છે તે આપણા માટે નથી. દેશભક્તિ તેમના દેશમાં ઉત્તમ ગુણ રૂપે છે જ્યારે એજ ગુણ આપણા દેશમાં ગુન્હા રૂપ બને છે. આઝાદીની લડતની કિંમત આઝાદી કરતાં સાં વિશેષ નહિ જ્યારે આપણા દેશમાં તો લડતના પાછલા ભાગનાં યાતનાઓ. તેની ખોટી અસરોથી જ આપણે કિંમત કરવા લાગ્યા."

"દેશની લડતમાં જોડાનારાઓને હું જાણું છું. તેમને સમજાઇ ગયું છે કે સ્વતંત્રતા જો જ્યારે પણ મળવાની હશે તો તે કેવળ લડત દ્વારા જ મળશે, તે સિવાય નહિ."

"એક મહાન બંધારણવેત્તાને હમણાં જ મળવાની મને તક મળી હતી. એ સમયે લડતના ઇતિહાસની સમીક્ષા કરીને તેમણે ઉદારતાપૂર્વક કહ્યું છે કે કોઈ એક પ્રજા પર સત્તાસ્થિત અધિકારી વર્ગ ગમે તે બળ કે દબાણ અજમાવે પણ બંધારણપૂર્વકના પગલા દ્વારા પ્રજાને સ્વતંત્રતાની નવાજેશ કરીને જ સમજુતીની સ્થાપના કરી શકાય. પણ આથી વિરુદ્ધ વિચાર ધરાવનારાઓ તરફથી લડત દરમિયાન જુદી જ વાત મારા સાંભળવામાં આવી. આ લોકોએ ફ્રેન્ચ ક્રાંતિના ઇતિહાસનો અભ્યાસ કરવામાં; અમેરિકન, સ્વાતંત્ર્ય સંગ્રા-

મના કારણોની તુલના કરવામાં, ડચ પ્રજાસત્તાકના ઉત્થાનને સમજવામાં, મેગ્નાચાર્ટાના વારાથી અંગ્રેજ પ્રજાએ આપખુદ સત્તાધારીઓ પાસે સ્વતંત્રતા મેળવ્યાની પરંપરાનો ખ્યાલ કરવામાં, ટૂંકમાં સ્વતંત્રતાનું મૂલ્ય બરાબર રીતે પારખવામાં પારિતોષિકો મેળવ્યા હતા. લડત દરમિયાન આ અભ્યાસકોએ અમને જણાવ્યું કે તેમના અભ્યાસ દરમિયાન જણાયલા સ્વાધીનતા હાંસલ કરવાના સાધનો ગુલામ પ્રજાને સ્વતંત્ર બનાવવામાં કામ લાગે તેમ નથી. એ બધાં સાધનો આપણને માફક આવે તેમ નથી. આમ છતાં આપણે એ માર્ગ ગ્રહણ કર્યો છે અને જગતનું ધ્યાન આપણા તરફ દોરાયું છે. પણ આપણે બળનો માર્ગ ગ્રહણ કર્યો નથી. આપણે અહિંસા ધારણ કરી છે. સમૂહના ભોગનો માર્ગ ગ્રહણ કર્યો છે. આપણી માગણીને સત્ય અને સહૃદયતાથી આપણે નિર્મળ બનાવી છે."

"લડત દરમિયાન વૈરવૃત્તિ ધારણ કર્યા વિના આપણે યાતનાઓ વેઠી છે, અત્યાર સુધી જે મહાન સિદ્ધાન્તોને સાધન તરીકે સ્વીકારી કદી પણ યુદ્ધ ખેલાયું નથી, તે સાધનો ને સિદ્ધાન્તોને અંગિકાર કરી આપણે યાતના વેઠવાની હામ ભીડી હતી."

"તમે સારી પેઠે જાણો છો કે લડતમાં પડેલા અનેક નરનારીઓએ સ્વતંત્રતા ગુમાવી છે, મિલકતો ગુમાવી છે ને તેમણે સાચવેલા માનની પણ હાનિ વેઠી છે. હવે તો આપણે વિરોધની લડતમાં પડયા છીએ અને બળોને એકત્ર કરી રહ્યા છીએ આ બીજા તબક્કામાં આપણે પ્રવેશ્યા છીએ, પણ તમારે યાદ રાખવું જોઇએ કે આ બધી લડતોમાં, આ લડતો બળની હોય કે અહિંસક હોય, તે બધીયમાં લોકસંગ્રહની જરૂર પડે છે અને લોકશક્તિ અને લોકસંગ્રહનને લાગેવળગે છે ત્યાંસુધી તેના લાગણીજન્ય અને ભૌતિક સાધનો મર્યાદિત હોય છે અને આવી

લડત દરમિયાન તમારી પડખે વિશાળ આમ જનતા ખડી થાય તે માટે તમારી પરિસ્થિતિના પુનઃ વિચારણા કરવાની જરૂર પડે છે. હું એવું માનનારમાંનો એક નથી કે આવી પરિસ્થિતિ એવું સૂચવે છે કે આપણે ગઈ લડતમાં નિષ્ફળતા પામ્યા છીએ. તેનો સાચો હેતુ તમે સમજો, ભાવિ માર્ગ જોઈ શકો અને ભાવિ શક્યતાઓ અને ભાવિ શક્તિઓ તમે જોઈ શકો માટે મારે તેમને કહેવું છે કે છેલ્લી લડત એ આપણી એક અચૂક સિદ્ધિ રૂપે હતી. ગુલામ માનસ જે ક્ષણે તેની નિષ્ક્રિયતાનો ત્યાગ કરે છે, અને જ્યારે તે બીજા નવા કર્મો સમીપ જાય છે ત્યાર પછીની લડત સંભવતઃ સરળતમ નહિ તો સરળતર તો બનશે જ."

વિશેષમાં શ્રી. ભૂલાભાઈએ કહ્યું:—

"પહેલા જ પ્રયાસમાં જાદુ કે ચમત્કાર દ્વારા તમે આઝાદીની લડતમાં વિજયી બનો તેવું ઇતિહાસમાં કોઈ દર્શન નથી. એટલા માટે જ આપણી સમક્ષ પડેલા કાર્યમાં તમારો સહકાર સંપાદન કરવા માટે અખિલ હિંદ કોંગ્રેસ પાર્લામેંટરી બોર્ડના મહામંત્રી તરીકે હું તમારી સમીપ આવ્યો છું. અમે અહીં વ્યક્તિગત રીતે કે સમૂહમાં, ભાગિલું દિલ લઈને નથી આવ્યાં, તમે કોંગ્રેસમાં અખૂટ શ્રદ્ધા ધરાવી રહ્યા છો, અને તમે તમારા મતો અંગત પૂર્વગ્રહથી ખેંચાયા વિના જ આપશો તેવી માન્યતા ધારણ કરીને હું અહીં આવ્યો છું."

બાદ તેમણે દક્ષિણ હિંદના જસ્ટીસ પક્ષની સમીક્ષા કરી હતી.

આ પક્ષના ધ્યાનમંત્ર "સ્વમાન"ની ચર્ચા કરતાં તેમણે કહ્યું: "ગુલામ પ્રજા માટે સ્વતંત્રતાની લડત સિવાય બીજું કંઈજ "સ્વમાન" નથી. બે ગુલામો ત્રીજી વ્યક્તિ પ્રત્યેની ગુલામીને મળતી

રાખીને પરસ્પર વચ્ચેના સ્વમાનની વાતે કરે, તેને વિચાર કરો."

"એક બીજી ય વાતનો વિચાર કરવાનો છે. આ માટે આપણે સૌ જવાબદાર છીએ અને મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ આખો હિંદુ ધર્મ આજે પ્રાયશ્ચિત કરી રહ્યો છે."

તેમણે કહ્યું: "બ્રાહ્મણ-અબ્રાહ્મણ વચ્ચેનો ભેદ એ તો હિંદુ શાસ્ત્રો નહિ સમજનારા અણસમજુઓએ ઉભો કર્યો છે. કેવળ ખોટા પાયાપર હિંદુ સમાજમાં આ ભેદને વિકસવા દેવામાં આવ્યા છે. મને તો લાગે છે કે હિંદુ ધર્મ અને હિંદુ સમાજનું સંગઠન જ તમને સંસ્કારી પ્રજા તરીકે જગતમાં સ્થાન અપાવી શકશે-પણ જ્યાં સુધી તમે નાના નાના વાડાઓના લેબલો લગાડયા કરશો અને રાજદ્વારી અને સામાજિક ભેદો ઉભા કરશો ત્યાં સુધી, તો તમારો દુશ્મન તેના હેતુ સારવા માટે અને આપણી ગુલામી અને તેનું આધિપત્ય ટકાવવા માટે આનો ઉપયોગ કરશે તો તેમાં દોષ આપણો જ ગણાશે. આ દેશમાં ગુલામીની છેલ્લી ક્ષણ સુધી દુશ્મનની સેવા કરવાને તૈયાર બને તેવા લાખો લોકો નીકળશે. કોઇ પણ કેવળ એકતા સાગી શકે જ નહિ."

"અંગ્રેજોને પણ કહેતા મેં સાંભળ્યા છે કે તેમને ત્યાંય લઘુમતીઓ રાજ ચલાવે છે. સ્વતંત્રતા મેળવવા માટેના ગજ તરીકે એકતાને ગણવામાં આવે તો અંગ્રેજોને સ્વતંત્રતા રાખવાનો કોઇ અધિકાર નથી."

એશિયા અને આફ્રિકાના ભાગો પશ્ચિમની પ્રજાઓ બનાવ્યા છે. અને આય કંઈ શિક્ષણ કે સત્યનો પ્રચાર કરવા માટે કે ઓછી સંસ્કારી પ્રજાઓ આઝાદ બની સંસ્કારી અને એટલા માટે નહિ, પણ માનવો અને જમીનમાંની સંપત્તિનું હરણ કરવા માટે આ ભાગલા પાડવામાં આવ્યા છે."

"હિંદુ સમાજમાં પણ ખોટા વાડાઓ પડયા હોવાથી તેણે સંપૂર્ણ રીતે સંગઠિત બનવાની જરૂર છે. આ અનિષ્ટનો આપણે આપણા દૃઢ નિશ્ચયથી, આપણી શુભ ભાવનાથી અને પવિત્ર લાગણીથી ત્યાગ કરવો જોઈએ. મહાત્માજી એક વરસથી આ કરી રહ્યા છે. અને એકાદ અઠવાડિયામાં આ વરસ ખતમ થતું હોઈ આપણે સાચી ભાવનાથી ઇશ્વરને યાદ કરીએ."

અંતે તેમણે સરકારની દમનનીતિની ટીકા કરી હતી.

## આઝાદી માટે વિદ્યાર્થીઓ-નાં કર્તવ્યની સાચી દિશા

[ નાગપુરમાં યુનીવર્સિટી યુનીયન-ના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલા વ્યાખ્યાનનો સાર : ૧૯૩૪ ]

"યુનિવર્સિટી યુનિયન સમક્ષ આવીને તમારી વચ્ચે બેસવામાં અને ખરેખર આનંદ થયો છે. આ કેવળ ઔપચારિક ઉચ્ચારણ નથી. કારણ કે, કોલેજનો અભ્યાસ પૂરો કર્યા બાદ મેં મારા જીવનની શરૂઆત જ એક કોલેજના અધ્યાપક તરીકે કરી હતી. કોલેજ જીવનનો ત્યાગ કર્યા પછી પણ યુનિવર્સિટી સિન્ડીકેટના એક સભ્ય તરીકે વિદ્યાપીઠની કેળવણી સાથે મેં સંપર્ક જાળવ્યો છે. ગઇ વખતે હું બહાર હતો નહિ, એટલે ચૂંટણીમાં ઉભો રહી શકયો ન હતો."

"વિદ્યાર્થીઓના વિશ્વ સાથે મારો કેવળ જીવન્ત સંપર્ક જ નથી પણ હું મને મારી જાતને એવા લોકોમાંનો એક ગણું છું, જેઓ માને છે કે ભવિષ્યની સાથે જો કોઈને સંબંધ હોય તો તે માત્ર એઓને જ છે. મારા માથા પરના સફેદ વાળ છતાં હું હંમેશ

મને અહીં એકઠા થયેલા જુવાનો કરતાં પણ જુવાન ગણું છું. મારે કબૂલ કરવું જોઇએ કે ઐતિહાસિક અર્થમાં ભાવિ તમારા હાથમાં છે. અને અનુભવના કારણે અમારા જેવાઓએ તમને જે કંઈ કહેવાનું હોય તો તે શિક્ષક તરીકે નહિ, પણ ભૂતકાળનો સચિત અનુભવ ભવિષ્યના લાભ માટે ખપમાં લાગે તે રીતે કહીએ છીએ. આ ઐતિહાસિક સાતત્યની દૃષ્ટિએ આજે હુ તમારી સમક્ષ બોલવા માગું છું ભૂતકાળના વિદ્યાર્થી તરીકેના મારા અનુભવથી અને ભવિષ્યના વિદ્યાર્થી તરીકે હું તમારી સમક્ષ બોલનાર છું. કઈ નિરાશા જાગે નહિ માટે પહેલાથી જ કહી દેવુ જોઈએ કે હું કંઈ મોટા શિક્ષણવેત્તા નથી. એ રીતે ઇતિહાસવેત્તા પણ નથી અર્થવેત્તા હતો ને એવા હોવાનો થોડા વર્ષો અગાઉ મારો દાવો હતો પણ અત્યારે તેવો પણ નથી રહ્યો જીવનની કળા પર એક સાધારણ માનવી તરીકે હુ બોલવા માગુ છું મારા કહેવાના અંતે તમે વિચાર કરતા થાવ તો મારૂ બોલ્યુ હું સાર્થક થયું ગણીશ"

"હિંદના ઇતિહાસને હુ કેવી રીતે સમજુ છુ અને જે પ્રશ્ન તમારી સમક્ષ હુ રજુ કરવા માગુ છુ તે એ છે કે આજે હિંદની પરિસ્થિતિ આવી શાને લીધે થઈ છે? આ પ્રશ્નનો આજે મારે તમારી પાસેથી જવાબ જોઇતો નથી, પણ હુ ઇચ્છુ છુ કે આજે રાતના જ નહિ પણ તમને તમારી ફરજ લાગ્યા કરે ત્યા સુધી વારવાર તમે આ પ્રશ્નનો તમારી જાતને જ જવાબ આપ્યા કરજો કયા કારણે હિંદની સ્થિતિ આવી બની છે? તટસ્થ રીતે હિંદનો ઇતિહાસ ભણનારે આ પ્રશ્ન પૂછવાનો છે. આ પ્રશ્નના સાચા જવાબ પર આપણા નજીકના અને દૂરના ભવિષ્યનો આધાર છે. દુનિયામા પ્રાચીનમાં પ્રાચીન સસ્કૃતિના આપણે વારસદાર છીએ તેવું વારવાર કહેવાથી આપણે આપણા પ્રશ્નોનો ઉકેલ

લાવી શકનાર નથી. પશ્ચિમના લોકો જે સમયે કપડાં પણ પહેરી જાણતા ન હતા, જ્યારે તેઓ શરીરના અંગોને ઝાડની છાલ અને પાંદડાંથી ઢાંકતા હતા ત્યારે અમારા પૂર્વજો સરસ્વતીની જ્યોતિને પ્રકાશ ચારે દિશામાં ફેલાવતા હતા તેવું કહીને પણ આપણા પ્રશ્નનો નિકાલ આવનાર નથી.''

"ડો. બિસેન્ટે પણ આવી જ ભાવના જગાડી હતી, તે સમયે હું મારી જાતને જે પ્રશ્ન પૂછતો હતો તે જ પ્રશ્ન આજે તમારી સમક્ષ રજૂ કરું છું : આપણા પૂર્વજો ગમે તેવા હોય તો તેથી આપણને શો લાભ જો, તેમના વારસદારો તરીકેની આપણી પાસે આપણે લાયકાત જાળવી ન હોય ?'' એટલે જ હું પૂછું છું : "આજ આપણી દશા આવી કેમ થઈ છે ?'' રાજકારણની કટુતા કે નિરાશાની ભાવનાથી હું બોલવા માગતો નથી. કટુતા તો પુષ્કળ પ્રમાણમાં થઈ ગઇ છે આપણે સંપૂર્ણપણે સમજી શકીએ તે રીતે આજના હિંદની પરિસ્થિતિની તપાસ કરવાનો મારો હેતુ છે અને આની બરાબર સમજણ આપી ગયા પછી આપણે આપણા પૂર્વજોના સાચા વારસદારો બની શકીએ તે રીતે આપણા જીવનને ઘડવાનું કામ આપણા નેતાઓનું રહેશે. આપણા ઇતિહાસવેત્તાઓ આ પ્રશ્નને જોતા નથી એમાં તેમનો દોષ નથી. તેઓ પૃથક્ પૃથક્ રીતે વિચારો, નાના મોટા પ્રશ્નોનો અભ્યાસ કરે છે અને આ બધાના અંતે ઇતિહાસ, ઇતિહાસનો બોધપાઠ નહિ, ભણ્યા હોવાનું માને છે. ઇતિહાસ જો બનાવોના ક્રમની કથા રૂપે હોય તો તેનો કશો જ અર્થ નથી. હિંદના આજના વૈયક્તિક જીવન અને સામુહિક જીવનમાં આપણે અમલી બનાવી શકીએ તેવું મેળવી શકતા હોઇએ તો જ ઇતિહાસનો સાચો અર્થ થયો ગણાય."

"પરદેશની સ્વાતંત્ર્ય ઘટનાઓનો અભ્યાસ કરી ચંદ્રકો અને

પારિતોષિકો મેળવનારા ઇતિહાસપટુઓનો નિર્દેશ કરી શ્રી. ભૂલાભાઇએ જણાવ્યું ! હું પણ આવી રીતે પારિતોષિકો મેળવનારમાંનો એક હતો એમ મારે નમ્રપણે બોલવું જોઇએ. પણ અત્યારે જ મારો સાચો અભ્યાસ શરૂ થાય છે. અને આ નવા વિદ્યાર્થી તરીકે હું તમારી સમક્ષ બોલી રહ્યો છું."

"ચાલો, આપણે પ્રારમ્ભથી જ વાત કરીએ. અંગ્રેજોએ પોતાની સ્વતંત્રતા કેવી રીતે મેળવી તે જાણીને તમારી કુતુહલવૃત્તિ સંતોષવા માટે જ તમે અંગ્રેજોનો ઇતિહાસ શીખો છો ? નેપોલિયનની કદર માટે ફ્રેન્ચ ક્રાંતિનો તમે અભ્યાસ કરો છો ?"

"તાજેતરમાં હું ભૂગોળ વાંચી રહ્યો છું. હજુ હમણાં જ દુનિયાના નકશા તરફ મેં નજર કરી હતી. એમાં મેં શું જોયું ? મેં આફ્રિકા તરફ જોયુ. દરેક નકશામાં જે વિવિધ રંગો હોય છે તે રંગો નિહાળીને હું તમને પૂછું છું 'આ વિશાળ ભૂમિનો કોઇ કોઇપણ ભાગ તે ભૂમિનાં પ્રજાની માલિકીનો છે ?' બીજો પણ પ્રશ્ન પૂછું છું "એ દેશમાં એવો કોઇ પ્રદેશ બાકી રહેવા પામ્યો છે, જેને પશ્ચિમની પ્રજાએ વચ્ચે વહેંચી દેવામાં આવ્યો ન હોય ?"

"હું પૂર્વ તરફ નજર કરૂં છું. એક વાર તુર્કીનું સામ્રાજ્ય હતું ત્યાં મારી દૃષ્ટિ જાય છે, એટલા વિસ્તારમાં આજે એ સામ્રાજ્ય રહેવા પામ્યું ન હોય, નાનું નાનું તોય આજે તે સામ્રાજ્ય રહેવા પામ્યું છે અને તે પોતાની સરહદો વચ્ચેના પ્રદેશનો ગર્વ લઈ શકે તેમ છે. ત્યારપછી મારી નજર, વર્સાઇના કરાર હેઠળના મેન્ડેટવાળા પ્રદેશ પર પડે છે. ત્યારપછીના દેશને હું જોઉં છું. આ દેશ પશ્ચિમની અસર હેઠળ હતો પણ ઇશ્વરની કૃપાથી બચી જવા પામ્યો છે. પછી આગળ ચાલું છું. અફઘાનીસ્થાન, આપણો

દેશ, બ્રહ્મદેશ, મલાયા, જાવા–પશ્ચિમની સત્તાઓ વચ્ચે વહેંચાયેલા આ સઘળા દેશો, ને છેક પૂર્વમાં ચીન સુધી પહોંચી જાઉં છું. ચીનના પૂર્વ સીમાડા પરના પશ્ચિમની સત્તાઓને છૂટછાટ તરીકે અપાયલા બંદરો જોઈ હું જાપાન તરફ જાઉં છું. પછી આગળ વધી ઉત્તર અને દક્ષિણ અમેરિકા તરફ વળું છું ને નકશાનો મારો અભ્યાસ પૂરો કરું છું."

૧૮૧૫ની સાલ પછી દુનિયામાં શું શું બન્યું? આફ્રિકાને લાગેવળગે છે ત્યાં સુધી તો પશ્ચિમના દેશો વચ્ચે તેની વહેંચણી કરી દેવાઇ છે. આપણે, પૃથ્વીની પાંચમાં ભાગની વસ્તીએ પણ કયા કારણોસર આપણી જાતને આપણા જાનમાલને પશ્ચિમની પ્રજાઓને વેચી મારી? તેમને લાગેવળગે છે ત્યાં સુધી તો તેમને ગર્વ લેવા જેવું હશે. મોટું સામ્રાજ્ય ઉભું કરવાનો ગર્વ લેવાનો તેમને અધિકાર છે. પણ તેમની મિલકતમાં ફેરવાઇ જનારા આપણા માટે શું? બ્રિટિશ તાજના ઝળકતા હીરા માટે તેઓ વાજબી રૂપે ગર્વ લઈ શકે છે. તમારી ઐતિહાસિક પરિસ્થિતિમાં, આવેલા પલ્ટાનાં કારણો તમે જાણી શક્યા છો?"

"આજે હિંદ આવું કેમ છે? ત્રિવિધ આધિપત્યના પરિણામે આપણી આજે આવી અવદશા થઇ છે. આ ત્રણેય નહિ તો બે આધિપત્યો આપણા હાથમાં છે. આ આધિપત્યો આ પ્રમાણેના છે. હિન્દના સમાજે હિંદના માનસ પર કબજો જમાવ્યો છે, અત્યારના ધર્મે હિંદની આધ્યાત્મ ભાવના પર અંકુશ મેળવ્યો છે, અને હિંદની પ્રજા પર પરદેશીઓએ રાજઅમલ સ્થાપ્યો છે. આથી આપણે આ અવસ્થામાં છીએ. આપણા પર આધિપત્ય જમાવનારાઓની નિંદા કરવા માટે અત્યારે હું ઇતિહાસની આ હકીકતો વર્ણવતો નથી પણ વાસ્ત-

વિકતાની ભાવનાથી જીવનને તમે જુઓ તેવું સમજાવવા માટે હું તમારી સમક્ષ બોલું છું. વિદ્યાપીઠની પદવીઓ, બી. એ., એમ. એ., વગેરે તમે સંપાદન કરો અને આ ભણતરના અંતે તમે જીવનમાં સ્થિર બનો, તે માટે ઇતિહાસ, ગણિત, વિજ્ઞાન વગેરેના તમારા જ્ઞાનનો ઉપયોગ કરો: પણ એથી શું? આખરે શિક્ષણનો આશય શો છે? જીવનની કક્ષાનો મોટો ભાગ નહિ પણ તેમાંથી માત્ર થોડી હકીકતો સમજવા માટે શું આપણે ભણીએ છીએ ?"

"પરદેશી અમલનું પરિણામ એ આવે છે કે આપણે મૂંગા બની જઇએ છીએ, પરિસ્થિતિને વશ વર્તવાની ટેવ પડી જાય છે અને શિક્ષણ મળવા છતાં સેંકડો વર્ષો સુધી આ ટેવ આપણામાં જડ ઘાલી બેઠી છે. સ્વાતંત્ર્ય જો સદ્દગુણ હોય તો તે દુનિયાની અમુક પ્રજા માટે જ સદ્દગુણ રૂપે ન હોય. પશ્ચિમની પ્રજાઓ, તે શા માટે તેમની સ્વતંત્રતા જાળવી રાખવા લડાઇઓ ખેલે છે?"

"પશ્ચિમની આ પ્રજાઓને લાગેવળગે છે ત્યાં સુધી તેઓ પોતાના દેશના માલિકો બનવા માટે અને માનવીનો દરજ્જો જાળવી રાખવા માટે પોતાની સ્વતંત્રતા ટકાવવા લડે છે, પણ હિંદને લાગેવળગે છે ત્યાં સુધી આવી પદ્ધતિ ગુન્હા રૂપે કેમ ગણાય છે? આપણા દેશના ઇતિહાસના છેલ્લાં ૩ વર્ષ દરમિયાન પોતાની સ્વતંત્રતા માટે લડવા માગનાર આપણા દેશના લોકોને આવી પ્રવૃત્તિ આદરવા માટે શિક્ષાપાત્ર ઠરાવવામાં આવ્યા છે, કારાગૃહમાં નાખવામાં આવ્યા છે, સ્વતંત્રતાની ભાવનાને ગુન્હારૂપ ગણવામાં આવી છે. અને એક ગુન્હા તરીકે તેને ભૂંસી નાખવાનો સતત્ પ્રયાસ કરવામાં આવ્યો હતો."

"અમેરિકામાં ગુલામી ટાળવાનો વિગ્રહ શા માટે ખેલવામાં આવ્યો હતો? આ વિગ્રહ શું સત્ય ભાવનાથી ખેલવામાં આવ્યો

હતો ? યુરોપમાં જેનો વિગ્રહ કયા કારણોસર ખેલવામાં આવ્યો હતો ? મિત્રો ત્રિપ્લી બને માટે આપણે કયા કારણોસર આપણા સર્વસ્વનો ભોગ આપવાને સજ્જ બન્યા હતા ? કારણ કે તેમણે સતત રીતે કહ્યા કર્યું હતું કે બીજાઓની સ્વતંત્રતાની રક્ષા કરવા માટે અને દુનિયાની ગુલામ પ્રજાઓના આત્મનિર્ણયના હક્કની સ્થાપના માટે તેઓ લડતા હતા. માટે પહેલાં બોધપાઠ તમારે આ બાબતનો છે પોતાની સ્વતંત્રતાને જાળવી રાખવા માટે તેમણે એક પણ ભોગને બાકી રાખ્યો નથી એ વિગ્રહમાં લાખો લોકો માર્યા ગયા હતા ને તેવી જ રીતે લાખો લોકો ઘાયલ બન્યા હતા અને સૈંકડોની સંપત્તિ તોપો ને દારૂગોળાના ધડાકા સાથે ઉડાડી દેવામાં આવી હતી. શા માટે માણસો સ્વતંત્રતા કુરબાની કરવા તૈયાર બનતા હતા ? તેઓએ પોતાની સઘળી સાધન સંપત્તિ કેમ ન્યોછાવર કરી હતી ? તેમના જ મહાન કવિ લોર્ડ બાયરને સ્વાતંત્ર્ય ગીત ગાયું છે તે અનુસાર તેમને તેમના સ્વતંત્રતા પ્રત્યે પ્યાર છે માટે તેઓ આટલી કુરબાનીઓ માટે તૈયાર બન્યા હતા. આપણે પોતાને ભણેલા માનીએ છીએ, એ કવિઓની કવિતા ગાઈ ગર્વ લઈએ છીએ, એ કવિતાઓના ઉચ્ચારણ કરી પારિતોષિકો મેળવીએ છીએ પણ તમને તમારા જીવનમાં કદાપિ પણ સૂઝતું નથી કે, આ સાહિત્ય અને ઇતિહાસનો બોધપાઠ તપાસીએ।"

"મને ખાતરી છે કે તમે જો તમારી સ્વતંત્રતાને ખરેખર રીતે ચાહવા માંડશો તો, અત્યારે સ્વતંત્રતાની તમારી ભાવનાને ચગદી નાખવા માગનારાઓ પોતે જ, તમે સ્વતંત્રતા મેળવશો પછી તમારી પ્રશંસા કરવા માંડશે. કારણ કે મારા મનમાં શંકા નથી કે, સામ્રાજ્ય ઘડી તેની રક્ષા કરવા માગનારાઓ, અને પોતાની સ્વતંત્રતાને ચાહનારાઓ ને સ્વતંત્રતા માટે યત્ન કરનારાઓ વચ્ચે ઘર્ષણ થશે પણ તમે તમારી જાતને બળપૂર્વક આગળ

ધપાવશો તો તમારી પ્રશંસા કરનારાઓ તરીકે પણ તેઓ અગ્રસ્થાને હશે. આથી પહેલો બોધપાઠ તમારે એ ભણવાનો છે કે તમે માનવો તરીકે ખપો એટલા માટે સ્વતંત્રતાનું મૂલ્ય સ્વતંત્રતા ખાતર જ તમે સમજો. નહિ કે તેથી અમુક લાભ થવાના છે તે રીતે તમે તેને પિછાનો. સ્વતંત્રતા વિનાની પરિસ્થિતિ માનવો કરતાં હલકા પ્રકારની અવસ્થા છે: સ્વતંત્રતા એ કંઈ રાજનીતિની બાબત નથી. સ્વતંત્રતા તો ઇશ્વરની અમોલી બક્ષિસ છે."

"મેં ત્રિવિધ આધિપત્યનો ઉલ્લેખ કર્યો હતો. હવે આપણે સામાજિક પરિસ્થિતિના આપણા માનસ પરના આધિપત્યની વાત કરીએ. તમે તમારા પ્રત્યે કેવા પ્રકારની ફરજ સમજો છો?"

"જીવનની પ્રત્યેક બાબતમાં તમે જે નાનકડા, સંકુચિત, જડ વર્તુળમાં છો તેવા વર્ચસ્વ હેઠળ ઝુકાવાનું તમે પસંદ કરશો કે? આમાં એક પ્રકારની જોહુકમી છે એવું તમે કહેશો કે? જો સમાજ તેમાં વસતી વ્યક્તિઓને પરસ્પર વચ્ચે સમાન ગણતો નથી, તે સમાજ સાચા સ્વાતંત્ર્યના પાયા પર રચાયેલો સમાજ નથી. આવામાંથી મુક્તિ મેળવવાનો પ્રત્યેક પ્રયાસ આપણું પ્રથમ ધ્યાન માગનો હોવો જોઇએ. કારણ કે તે આપણા જીવનની પ્રત્યેક બાબતને સ્પર્શે છે. તમે તમારા કુલપતિ પાસે પદવી ગ્રહણ કરી જાઓ ને માનવીઓ તરીકે જીવન શરૂ કરતાં તમે નિશ્ચય કરો: "મારા સમાજની પ્રગતિને ખાળનાર અંતરાયોથી મારા સમાજને મુક્ત કરવાનો હું પ્રયાસ કરીશ." જો તમે આવું માની ન કરી શકતા હો તો પછી કુલપતિના હાથે પદવીઓ લેવાનો શો અર્થ છે?"

"આજે આપણા દેશમાં હરિજન ઉદ્ધારની પ્રવૃત્તિ શા માટે ચાલી રહી છે તેનો હું સંકુચિત રીતે વિચાર કરવા માગતો નથી. ધર્મની વિધિની પાછળ રહેલી ભાવના ચાલી ગયા પછી ધર્મના

આચાર્યો શું કરે છે ? એમ. એ.ના અભ્યાસક્રમમાં વિખ્યાત અંગ્રેજ ગ્રંથકાર શ્રી. કાર્લાઈલનું એક પુસ્તક મારે ભણવામાં આવેલું. તેમાંનું એક કથન અત્યારે મને યાદ આવે છે. તેમણે કહ્યું હતું: "પ્રત્યેક ધર્મ કે ધાર્મિક વિધિ તેની અસલ ભાવના ગુમાવે છે ત્યારે તેનું પોતાનું મહત્ત્વ પણ ગુમાવી દે છે અને નિત્યના જડ ક્રમ રૂપે બની જાય છે." જીવન્ત ભાવના જ મુખ્ય બાબત છે."

"આ પછી તો ધર્માચાર્ય પોતાની શક્તિ, લાગવગ, શિક્ષણ, સમાજમાંનો પોતાનો દરજ્જો અને પોતાના સ્થાપિત હિતના કારણે માનવીના માનસ પર કાબૂ મેળવે છે. તમે હિંદુ હો, ઈસ્લામી હો, કે ખ્રિસ્તી હો પણ ધર્માચાર્યોનો ઝભ્ભો ચઢાવનારાઓ પોતાની પ્રત્યે કેવા પ્રકારના આદરની અપેક્ષા રાખે છે તે તમે જાણો છો. આપણું માનસ, ધર્મના બાહ્ય સ્વરૂપ સાથે યંત્રવત્ સંકળાઈ ગયું છે અને તેની સાચી ભાવના સમજવાની શક્તિ ગુમાવી બેઠું છે. આત્માની મુક્તિનું સાચું કારણ ખોઈ બેઠું છે એના કારણે આ બને છે. આ કારણે જ અત્યારે હરિજન પ્રવૃત્તિ આપણે ચલાવીએ છીએ. આ તો માત્ર એક દૃષ્ટાન્ત જ હું આપું છું. આજે તો તેનો રાજકીય હેતુસર ઉપયોગ કરાય છે. હું માનતો નથી કે માણસ પોતાના રાજદ્વારી હેતુ માટે ઉપયોગ કરે માટે ઈશ્વરે ધર્મનું સર્જન કર્યું છે. પણ હિંદની આજે એ વાસ્તવિક પરિસ્થિતિ છે. આપણું આ સાચું પૃથક્કરણ છે, આ રીતે આપણે જોઈશું તો જ આપણને મૂળભૂત એકતાનાં દર્શન થશે."

"સમાજના આધિપત્યની વાત કર્યા પછી, ધર્મના આધિપત્યની મેં વાત કરી આ કંઈ ધર્મ પણ નથી આ તો ધર્મનો પડછાયો છે. કારણ કે આખરમાં ધર્માલય એ ધર્માલય ન બને, મંદિર મંદિર ન બને, મસ્જીદ મસ્જીદ ન બને જો તે તમારામાં ઈશ્વર પ્રત્યે પહોં-

ચવાની સાચી શ્રદ્ધાની ભાવના ન જગાડે તો આનો ઉપયોગ સકુચિત રીતે દુન્યવી અને હલકા હેતુએ માટે કરી ન શકાય."

"આ પહેલા આધિપત્યો સામે યુદ્ધ જગાવો પછી મને મુદ્દલે શકા નથી કે તમે બીજા આધિપત્યમા વિજય મેળવવાની તદ્દન સમીપ જઇ પહોચશો સમાજ એવા વિશાળ પાયા પર રચાય કે માણસ માણસ વચ્ચે કોઈ અતરાય ન રહે તેવુ તમે સમજવા લાગશો તો મને શકા રહેતી નથી કે રાજદ્વારી અર્થમા સ્વતત્રતા માત્ર પ્રયાસ અને સમયનો જ સવાલ બની જશે. અને આ વિચારતા મારે પાછા તમને જગતના નકશા તરફ વાળવા પડશે. યુરોપના પ્રવાસે હુ ઉપડયો, ફ્રાન્સ, સ્વીટ્ઝર્લૅન્ડ અને બ્રિટનમા ભાષણો કરવા લાગ્યો ત્યારે મને હમેશા આ સવાલ પૂછવામા આવતો "હિંદમા આટલી બધી પ્રજાઓ છે, અનેક પ્રકારના વિચાર ધરાવતા માનવીઓ છે અનેક ધર્મો છે, આવા મુલકમા એક પ્રજા નથી, એક રાષ્ટ્રત્વ નથી, તો તેને સ્વતત્ર બનવાનો શો અધિકાર છે?" હિદ આવુ છે તેવુ મને કહેવામા આવતુ. આ પછી હુ મારી જાતને સવાલ પૂછતો હિદ હીન અવસ્થામા છે એ વાત સાચી અને તેવી અવસ્થાને વશ બનીને આપણે ગુલામી નોતરી છે એ પણ વાત સાચી, આમ છતા પણ હિદનુ ચિત્ર ઉપર ચિતર્યુ તેવુ જ ખરેખર છે?"

"આ પ્રશ્નનો જવાબ શોધતા થોડા દિવસ અગાઉ મે દુનિયાના નકશા તરફ નજર કરી, ને મે મારી જાતને પૂછયુ "ભલા, દુનિયામા મોટામા મોટા લોકશાસન તરીકે ગણાતા અને દુનિયાની સગઠિત તાકાત સામે એકલુ ખડુ થયુ તે અમેરિકા તરફ નજર કરતા દે દુનિયામા એવો એક પણ દેશ છે જેનો વતની ત્યાંનો નાગરિક ન હોય? ત્યા શુ જર્મન નથી, અગ્રેજ નથી, ઈટાલીઅન નથી? ફિલીપીન નથી, ઘણી ઘણી પ્રજાઓ શુ ત્યા નથી? આપણા

સિવાય ત્યાં બધા છે, આપણને લાગેવળગે છે ત્યાં સુધી તો આપણે આંતરરાષ્ટ્રીયવાદીઓ છીએ કારણ કે આપણે સૌના છીએ પણ આપણું ગણી શકાય તેવું કંઈ જ નથી. આ અમેરિકા છે અને આજ અમેરિકાએ ગઈ લડાઈમાં મિત્રોની પડખે રહીને વિજય મેળવ્યો હતો મારા વિરોધીઓ ગમે તે રીતે જુએ પણ આ દાખલો નજરમા રાખીને તેઓ એમ ન કહી શકે કે આપણે એક પ્રજા નથી, આપણે એક રાષ્ટ્ર નથી."

"હિંદના નકશાનો, પેશાવરથી માંડીને હિંદના દક્ષિણ છેડા સુધીનો તમે અભ્યાસ કરશો તો તમને ઓછામા ઓછું સંસ્કૃતિનું એક સ્વરૂપ તો દેખાશે. આ સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિ છે. હિટલર આજે જેનો ગર્વ લે છે તે આપણી વસ્તુ છે. સ્વસ્તિક આપણું ચિહ્ન છે, આમ છતા એક રાષ્ટ્ર તરીકે આપણું સ્થાન ક્યા છે ? હિંદમાં જ્યા જ્યા હું જઉ છુ ત્યા જીવન અને વિચારનુ એક સ્વરૂપ હું જોઉં છુ. મારે તમને કહેવુ પડે છે કે, તમારા દેશના આટલા મોટા વિસ્તાર છતા, દુનિયાની વસ્તીના પાચમા ભાગની તમારી વસ્તી હોવા છતા, પશ્ચિમની અનેક પ્રજાઓ કરતા તમારી વચ્ચે વધારે ગાઢ સમાનતા છે. તમારી પાસે બૌદ્ધિક અને નૈતિક પૂજી છે અને તમે કોણ છો તેની તમને એકવાર પ્રતીતિ થઈ જશે પછી તમે અત્યારે છો તેવા નહિ હો."

"પછી હું બીજો પ્રશ્ન એ કરતો "આટલી બધી ભાષાઓ બોલીએ છીએ તેથી બગડી પણ શુ ગયુ, હું સ્વીટ્ઝર્લેંડ નામના એક નાનકડા દેશમાં ગયો આ દેશ એટલો બધો નાનકડો છે કે માત્ર થોડા જ કલાકમા તમે તેની આરપાર પ્રવાસ કરી શકો—તે દેશની પાર્લામેંટમાં આજે ઇટાલીઅન, જર્મન અને ફ્રેન્ચ એમ ત્રણ ભાષાઓ ઉપયોગમાં લેવાય છે. છતાં આ નાનકડો દેશ, દુનિયામા સંસ્કૃતિ અને શક્તિશાળી દેશ તરીકે અમરસ્થાને છે દુનિયામાં

સળગેના મહાન ભડકાની વચ્ચે આ-ત નાનકડો દેશ તટસ્થ રહેવાની હિમ્મત કરી શકયો હતો આ દેશમાં ભાષાનો પ્રશ્ન કોઇને પજવતો નથી."

"પછી તો મને ધર્મ વિષે ઓકસફર્ડમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો. સદ્‌ભાગ્યે પોતાના મન્તવ્યો વ્યકત કરવા માટે જે સ્થાન પર જોન રિડલીને સળગાવી મૂકવામા આવ્યો હતો તે સ્થળ પર હુ ઉભો હતો ત્યાં તેનુ સ્મારક છે. કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયના લોકો ધરની બાબતમાં ઝઘડી પડયા અને એક બીજાને કાપી નાખવા તૈયાર બન્યા તેથી શું ઇંગ્લેંડે સ્વતન્ત્રતાનો અધિકાર ખોઈ દીધો છે? આમ છતા એક રાષ્ટ્ર બનવાનો દાવો કરનાર હિંદના માગમા આને અ તરાયરૂપ ગણવામા આવે છે."

" પણ આપણા મતભેદોને મસ મોટા કરવાનું કામ આપણા દુશ્મનોનુ છે વાસ્તવિક રીતે 'ટાઇમ્સ' પત્રના તંત્રીને માગી સમક્ષ સ્વીકારવુ પડયુ હતુ કે હિંદમા નાનામા નાના સ્થાન પર બખેડા થતા તો આપણા મતભેદોને આગળ કરી શકાય તે રીતે મોટા શિર્ષકો આપીને આના સમાચાર પ્રગટ કરવા માટે તરત જ તાર દ્વારા લંડન ખબર મોકલી દેવામા આવતી હવે ધર્મની વાત કરીએ. જાપાનમા કેટલા સંપ્રદાયો છે તેની તમને ખબર છે? જાપાન જાપાન તો ગુજરાત કરતા પણ મોટો દેશ નથી. ત્યા ઓછામાં ઓછા ત્રણ ધર્મો છે. આમ છતા એક એકત્ર રાષ્ટ્ર તરીકે દુનિયાના રાષ્ટ્રોના મેળામા તેને જે સન્માન મળવુ જોઈએ તેની તેનામા લાયકાત નથી એવુ કોણ કહી શકે તેમ છે? આપણે જેવા છીએ તેવા જ હોઇએ તો સન્માનની આપણામા લાયકાત નથી પણ આપણે પણ ઈચ્છીએ છીએ કે આપણા પ્રત્યે સન્માન દેખાડવામાં આપણા દેશમા ધર્મના વાડાઓએ હદ કરી દીધી. આવા ખોટા વાડાઓ આપણે પાડી દીધા માટે બનવા પામ્યુ છે."

" ખ્રિસ્તી ધર્મના પણ સેંકડો સંપ્રદાયો છે. એથી કંઈ

યુરોપના ખ્રિસ્તી દેશોના સ્વાતંત્ર્યના માર્ગમાં કોઇ આડચ આવી છે ? પોતાના દેશની સ્વતંત્રતાનો સવાલ ઉભો થતાં પરસ્પરને પડખે રહીને લડવામાં કેથોલિકો અને પ્રોટેસ્ટન્ટોને કોઈ બાધા શું નડી હતી ? મને કહેવા દો કે, ધર્મનો અર્થ હલકી ભાવનાથી સમજવાના પરિણામે આપણી મનસ્થિતિ આવી બની છે. વધારે મુક્તપણે આપણે વિચારવું જોઇએ. કારણ કે આપણે આ પ્રમાણે સહેજ વધારે મુક્તપણે વિચારીશું નહિ, એક બની ખડા થઇશું નહિ તો આપણે સન્માન મેળવી શકીશું નહિ."

"આપણા નેતાઓ બ્રિટનમાં ગયા ત્યારે શ્રી. બાલ્ડવિન, શ્રી. રામ્સે મેકડોનલ્ડે શું કહ્યું હતું ? "સદ્‌ગૃહસ્થો ! દિલગીર છીએ. અમે તો તમે માગો છો, તે બધુય સુપ્રત કરવાને તૈયાર છીએ પણ તમારી વચ્ચે જ મેળ ક્યાં છે ?" અમારી વચ્ચે જો મેળ નથી તો તેનો દોષ કોને શિરે છે ? આપણે જે બાબતની આટલી બધી તમન્ના કરીએ છીએ તેના માટે આપણામાં મનમેળ નથી તો ક્યાંક કંઈ બગાડ છે ઇશ્વરે ટ્રસ્ટ તરીકે તમને આપેલી આ જિંદગીમા આ પ્રશ્નનો જવાબ તમારે આપવાનો છે. આપણી વચ્ચે આજે ઉત્કૃષ્ટ બુદ્ધિમત્તા ધરાવતા માણસો છે. આમ છતાં જાણે નિશાળીઆ હોઈએ તેમ આપણને કહેવામા આવે છે. "અમે લાચાર છીએ, તમારી વચ્ચે મેળ ક્યાં છે, તમે રાજકારણ સમજતા નથી, તમે મુત્સદીઓ નથી, તમને આઝાદીની સમજણ નથી."

"આપણે બીજાઓના દેશો માગતા નથી. આપણું જે છે તેની જ આપણને ખેવના છે. થોડાં વરસો અગાઉ તેને ટ્રસ્ટ રૂપે કહેવામાં આવતુ હતુ તે હવે ટ્રસ્ટ નથી રહ્યું. હવે તો લડાઇની બાબત બની છે. એટલે તમારામાં શક્તિ સામર્થ્ય હોય તો તેને લેવાનું હવે તમારા હાથની વાત છે. તમારે તે એવા માર્ગે લેવાનુ છે જે માર્ગ જગતે હજુ હવે શીખવાનો છે. આપણા માટેનું આજ એક માત્ર

નિરાકરણ છે. બળનો માર્ગ એ વિષારી વર્તુળ રૂપે છે. પરાજિત બનેલો પક્ષ વિજયી પક્ષને રગદોળી વિજયી બનવાની ઇચ્છા રાખે છે. આને માટે ઇતિહાસમાંથી તમારે કોઈ ઉદાહરણ જોઈએ છે? દુનિયામાં આજે જે બની રહ્યું છે તેથી તમે શું સાવ અજ્ઞાન છો? તમને શું ખબર નથી કે, પવિત્ર હેતુ માટે લડાતું યુદ્ધ આખરે વિષારી વર્તુળ રૂપે છે? આજે ઘણા પ્રખર વિજ્ઞાનવેત્તાઓ માને છે કે વિજ્ઞાનની પ્રગતિ થશે અને તેનો અમુક રીતે ઉપયોગ કરવામાં આવશે તો દુનિયાનો વિનાશ થશે. પ્રજા પ્રજા વચ્ચેના અને દેશ દેશાવરોના માણસ માણસ વચ્ચેના ભેદનો નિકાલ લાવવા માટે કોક દિવસ આ બળના પ્રશ્નનું નિરાકરણ શોધવું પડશે. કારણ કે તમને ખબર હશે કે પ્રખર લશ્કરવાદીઓને પણ પોતાના કાર્ય પ્રત્યે પ્રેમ નથી હોતો કારણ કે તેને લાગે છે કે દેશને માટે તેણે આ કામ કરવું જોઈએ."

"પણ આક્રમણ કરવા માટે બળનો ઉપયોગ જરૂરી છે. પણ તમારે સ્વાતંત્ર્યના તમારા અધિકારને આગળ કરવો હોય અને તમારી વચ્ચે ભાગલા છે તેવા ખ્યાલને ટાળવો હોય તો તમારે બળનો ઉપયોગ કરવાની કંઈ જ જરૂર નથી. આનો વિચાર કરતાં તમને હસવું આવશે પણ મને કહેવા દો કે બીજા દેશો કરતાં આપણા દેશમાં વ્યક્તિવાદ, વધારે ને વધારે પ્રમાણમાં બળવત્તર બનવા લાગ્યો છે."

"આનું કારણ શું છે?" દરેક માણસ કહે છે! "હું સ્વતંત્ર છું." પેલી કહેવત પ્રમાણે આને પરિણામે બાર ભૈયા અને તેર ચોકા બને છે અને આમાં કયાંય મેળ હોતો નથી. સંગઠિત બનીને કામ કરવાનો વખત આવે છે ત્યારે દરેક જણ કહે છે 'હું મારો પક્ષ રચનાર છું, કૃપા કરીને માફ કરો, હું કંઈ જ કરી શકું તેમ નથી. હું દિલગીર છું.'"

"આ શું કહેવાય? નજીવી વસ્તુ માટે માટે પરસ્પર વચ્ચે

લડનાર ગુલામને શું આ દાખલો નથી. આમ કરીને તેઓ ત્રીજાનું આધિપત્ય કાયમ રાખી રહ્યા છે."

"હિંદની પરિસ્થિતિનું વાસ્તવિક પૃથક્કરણ આમાં રહેલું છે યુદ્ધના પ્રશ્ન વિષે હજુ હમણાં જ મેં એક પુસ્તક વાંચ્યું. એના લેખક હિંદની ધારાસભાના પહેલા પ્રમુખ સર ફ્રેડરિક વાઈટ હતા. પંદર જ વર્ષ પહેલા સ્વતંત્ર બનવાની વાત કરનાર હિંદીઓ આમ ઉતાવળા કેમ બન્યા છે? પહેલાં તો તેઓ કહેતા 'આ અનિષ્ટ દૂર કરો' પેલું અનિષ્ટ મિટાવી દો, હથિયારબંધીનો કાયદો હળવો કરો, આવકવેરો હળવો બનાવો, સરકારી નોકરીઓમાં વધારે સંખ્યામા હિંદીઓને આવવા દો." દાદાભાઈ નવરોજીએ આમ સભામા સનદી નોકરીની પરીક્ષા એક સાથે લેવાનો ખરડો પસાર કરાવ્યો ત્યારે આ સિદ્ધિ માટે તેમને ગામેગામથી અભિનંદન પાઠવ્યા હતા આપણા આગેવાનોના મહાન કાર્યને અલ્પ ગણવા માટે આ દાખલો હું આપતો નથી પણ મારે એ વાત કહેવી છે, કે પરદેશી અમલને ચાલુ રાખવાની બાબતમા આપણે જ પણ સામેલ હતા તે સમય ચાલી ગયો છે. મારી તમને એક જ વિનતી છે કે તમારા પર અત્યારે આધિપત્ય છે તેને દુર કરો સમાજમાં આઝાદીની સ્થાપના કરવા લડત ચલાવો, આઝાદ માનવીઓ તરીકે તમે સન્માનના મેળવો તે માટે તમે લડો વહેલામાં વહેલી તકે આ કાર્ય શરૂ કરો અને આ કામને તમારી ફરજ, તમારા ધર્મના એક અંગ રૂપે બનાવી દો

## ખુદાઇ ખિદમતગારો સામે અંકુશ શા માટે?

[ સને ૧૯૩૫ના ફેબ્રુઆરીમા વડી ધારાસભામા ખુદાઇ ખિદમતગારો સામેના સરકારી વર્તાનનો વિરોધ કરતા કરેલા ભાષણનો સાર ભાગ ]

સભાગૃહમા રજુ કરાયલા ઠરાવ સબધી થોડા શબ્દો હુ જો ન ઉચ્ચારુ તો મારી ફરજમા ખામી આવે. ખાસ કરીને હમણા જ ગૃહખાતાના સભ્યે જે ભાષણ કર્યું તેથી તો સવિશેષ એ પ્રમાણે કરવાને મને પ્રેરણા મળી છે. તેમણે જે રીતે ભાષણ કર્યું છે, જે શબ્દો ઉચ્ચાર્યો છે તેનો જ કેવળ ઉલ્લેખ હુ કરવા માગતો નથી, પણ તેની પાછળ રહેલી ભાવનાનો મારે ઉલ્લેખ કરવો છે. તેમને મારાથી અભિનદન આપી શકાય તેમ નથી. અને કુશળ ચિત્ર કારની અદાપૂર્વક જૂના થઈ ગયેલા બનાવોને પશ્ચાદ ભૂમિકામા મૂકે છે બાદ તેમાથી કોઈ સામાન્ય નિયમ તારવી તેનો તેનો હાઉ ઉભો કરે છે જેને જોવાને બે આખો છે તેને આ ચિત્ર ઠગી શકનાર નથી, એક બીજા કારણસર પણ આ ઠરાવ સબધી મારે બોલવાની જરૂર પાડી છે સરહદ પ્રાન્તના માનનીય સભ્યને બાદ કરતા, હુ જ એક એવો સભ્ય છુ જે ચાર છ મહિના પછી બહાર ખોદી કાઢવામા આવેના ભાષણ બદલ શિક્ષા અને કેદ ભોગવનાર ખાન અબ્દુલ ગફારખાન સાથે છેલ્લો સબધમા આવેલો છુ. એ ભાષણને આમ એકાએક કેમ બહાર કાઢવામા આવ્યુ છે અને તેમા એવુ તે વળી શુ છે એ એક કોયડો છે. સરકારને લાગેવળગે છે ત્યા સુધી ક્રીમીનલ પ્રોસીજર કોડમા એક એવા પ્રકારની જોગવાઈ છે કે ૧૨૪મી આ કલમ તેની અસલ હેતુને માટે જરૂરી બને તેને બાદ કરતા ઉપયોગમા ન લેવી.

ગમે તે કારણ હોય પણ એ ભાષણ યોગ થઇ ગયા બાદ ઘણા લાંબા સમય પર્યંત, ખાન સાહેબ પર કામ ચલાવવા જેવું સરકારને તેમાં કંઈ જણાયું નહિ પણ જે કંઈ બની ગયું હતું તેનો યથાર્થ ખ્યાલ ખ્રિસ્તી સંઘ સમક્ષ આવવા માટે કરાયેલા આ ભાષણ માટે એક સુપ્રભાતે વર્ધામાં તેમને ગિરફતાર કરવામાં આવ્યા. ધારાશાસ્ત્રી તરીકે, તેમણે પોતાની ધરપકડ બાદ આ સવાલ પહેલો પૂછ્યો હતો: "મારી સામે મુકાયલા આરોપનો બચાવ જો સત્ય બની શકતો હોય તો હું મુકદમામાં ખડો રહેવાને અને મેં કરેલા ભાષણના પ્રત્યેક કથનને પુરવાર કરી આપવાને સજ્જ છું." - આમ છતાં તે પ્રમાણે તે કરી શકે તેમ નથી, અને કેવળ સત્ય ઉચ્ચારીને પણ સરકાર પ્રત્યે પોતે તિરસ્કાર જગાવશે એવું એ પ્રામાણિક પઠાણને સમજાવી શકાયું નહિ. કારણ કે એ કલમનો ખુદ પાયો જ એવો લાગે છે કે સરકારને આદર્શ જ ગણવી જોઈએ; તેઓ ૧૨૪મી અ કલમ હેઠળ ગુન્હેગાર મનાય છે. એમણે એમના ભાષણમાં માત્ર આટલું જ કહ્યું કે "આપણે આપણા ભાઈઓને કેળવવા છે, પણ સરકાર ઈચ્છતી નથી કે આપણા લોકો કેળવાય. આપણી શાળાઓ પથરાયલી છે અને મારતરામાં સડો પેઠો છે. આ રીતે જ ખુદાઇ ખિદમતગારોની શિક્ષણ વિષયક પ્રવૃત્તિને દબાવી દેવામાં આવી છે." અને તેમણે કહ્યું હતું કે તેમણે પોતાના ભાષણમાં નિર્દેશેલા પ્રત્યેક બનાવને પુરવાર કરતા તે સજ્જ છે. એ જ રીતે આ ચર્ચા દરમિયાન સરકારે લીધેલા પગલાના આ બનાવો પણ આ પ્રવૃત્તિને કેવી રીતે દબાવી દેવામાં આવી તે દર્શાવે છે. આમ છતાં આપણને કહેવામાં આવે છે કે તમે સત્ય બોલશો નહિ, તમે તમારા ભાઇઓને કેળવશો નહિ, તમે સંસ્થા રચશો નહિ. જો સરકારના મજબૂત બાહુનો અર્થ, આ દેશ મજબૂત બને તે માટે અહીં ઉભી કરવામાં આવતી સંસ્થાઓને દાબી દેવામાં થતો હોય તો તે મજબૂત બાહુ ખરેખર અનિષ્ટકારી છે. (હસાહસ) પોતાના કામનો તેમણે આ રીતે હિસાબ આપ્યો હતો."

"આપણને કહેવામાં આવે છે કે આપણે અશિક્ષિત છીએ, અને બ્રિટનનો મજબૂત બાહુ નહિ હોય તો હિંદુ રાજ આપણને ઘસડી જશે."

"બાકીના હિંદીઓને કહેવામાં આવે છે કે 'બ્રિટનનો મજબૂત બાહુ નહિ હોય તો જંગલી પઠાણો તમને ઘસડી જશે.' આમ ગેરસમજુતીની બેવડી બાજુ ખેલીને, આ પ્રવૃત્તિને દાબી દેવામાં આવી છે. આ એવા સમયે બન્યું છે કે જ્યારે ખુદાઇ ખિદમતગારોની ખરેખર એવી ઇચ્છા હતી કે અહિંસા અને સત્યના સાધનો દ્વારા બાકીના હિંદ સાથે સાચી બિરાદરી સ્થાપવી."

"ખાન અબ્દુલ ગફારખાન એક શક્તિશાળી સત્યવાદી, ન્યાયી અને સત્યને ખાતર ગમે તે ભોગ આપવાની હમેશાં તૈયારી રાખનાર તરીકે મને અતિશય માન છે. આમ માનીને, હું ઉપર કહ્યાં તે કારણોસર આ કરવાની ભાવના પ્રત્યે મારી સહાનુભૂતિ દર્શાવું છું."

## હિંદની સ્વાધીનતાનો સાચો ઇતિહાસ શીખો

[ વિક્રમાપદમના વિદ્યાર્થીઓ સમક્ષનુ ભાષણ સને ૧૯૩૪]

"તમે સૌ હિંદનો ઇતિહાસ શીખ્યા હશો. તમે આ ઇતિહાસમાંથી શુ ભણ્યા છો ? હુ શુ ભણ્યો છુ એ તમને કહુ પ્રાચીન રાજાઓ વિષે થોડીક હકીકતો હુ શીખ્યો છુ, મોગલો આવી ગયા ને ત્યારપછી ગવર્નરો, ગવર્નર જનરલો અને વાઈસરોયનો સમય આવ્યો અમારી પરીક્ષામાં અમે આ ભણ્યા. હિંદનો આખો ઇતિહાસ મને ભણાવવામા આવ્યો"

"તમે પૂછશો કે 'હુ શા માટે પ્રચારક બન્યો છુ ?' તેનો મારો જવાબ એ છે કે મારે તમને હિંદનો ઇતિહાસ ભણાવવાનો છે મારી ઉમરના કારણે તથા, અગાઉ હુ પણ એક શિક્ષક હતો, એ બન્નેના કારણે, અવિવેક કર્યા વિના હિંદનો સાચો ઇતિહાસ કયો તે કહેવાનો મને હક્ક છે'

"આપણી ગુલામીના કારણે આજથી પદર વરસ અગાઉ, આપણે, બ્રિટને આપેલી કહેવાતી સલામતીના આશીર્વાદના ગુણગાન ગાયા કરતા હતા આટલુ આપણને ભણાવવામા આવતુ હતુ અને એવા ભણતર હેઠળ હુ ઉછર્યો છુ. આ દેશનો સફળ વહીવટ ચાલ્યા કરે ત્યા સુધી આપણી નસોમા રહેતા જોમ અને રક્તના છેલ્લા ટીપા સુધી આપણા બાળકોને નીચોવવામા આવે એ હેતુ માટે જ કેવળ હિંદનુ અસ્તિત્વ હોય તો બહેતર છે કે તાત્કાલિક વિનાશને આપણે નોતરીએ આપણે ભાવિ છેક નહિ તેવુ જો મે માન્યુ હોત તો આ વાતનો મે જરૂર સ્વીકાર કર્યો હોત કારણ કે દુનિયાનો ઇતિહાસ જોયા બાદ મે મારી જાતને પ્રશ્ન કર્યો છે

રોમ ચાલી ગયું, ગ્રીસ ગયું, મીસર ગયું, આસિરિયા ગયું, તો આ બધામાં પ્રાચીનતમ એવી હિંદની સંસ્કૃતિ હજુ ટકી રહી છે કેમ? આપણને ઘણીવાર પૂછવામાં આવે છેઃ 'આપણે જે લડત ચલાવી રહ્યા છીએ, જે કિંમત ચૂકવી રહ્યા છીએ, એ યોગ્ય છે?' બીજાઓના લાભાર્થે આપણે જીવીએ તેવું માનનારમાંનો હું એક નથી, તેનો મને ગર્વ પણ નથી. ને તેથી ગુલામી ભાગ્યના નિર્માણ તરીકે સ્વીકારી લીધા બાદ આપણે સ્થિરતાની લાગણીથી તેનો સ્વીકાર કરી લીધો છે. આવામાં નિત્યનું જીવન ઘસડવા ઉપરાંત બીજા કશાય માટે મગજ ક્રીયમાણ બનતું નથી. આજ હેતુ માટે જો આપણે જીવતા હોઈએ, આપણી પાસેની ઉત્તમ વસ્તુઓ તમારી પાસેથી ઝૂંટવી લઈ, તમને પૂછ્યા વિના તેનો ઉપયોગ કરાતો હોય ને આથી બાકી રહેલી વસ્તુઓનો ભાગ પાડવા માટે આપણે જીવતા હોઈએ અને અથવા આપણા દાદા દાદાભાઈ નવરોજજીએ કહ્યા પ્રમાણે જ્યારે તેમના કથનનો ભાવાર્થ હું પણ સમજતો ન હતો, આપણે પાણી ખેંચનારાઓ અને લાકડા ફાડનારાઓ તરીકે જ જીવતા હોઈએ તો મને લાગે છે કે હિંદના રાષ્ટ્રનું જીવન હાથથી ગયું છે. આપણું જીવન જીવવા લાયક બને તેવી રીતે આપણા માર્ગો નક્કી કરવાનું કામ આપણું છે."

"આપણી પાસે સર સર્વપલ્લી રાધાકૃષ્ણન અને સર સી. વી. રમન હોય ત્યારે આપણી પાસે બુદ્ધિની પૂંજી નથી તેવું હું કહેવાની હિંમત કરી ન શકું. હું તો શેરીમાં ઉછેરેલો માનવી છું. મારો જન્મ એક ગરીબ ખેડૂત તરીકે થયો છે, અને સાત વર્ષની ઉમરે ગુજરાતી બારાખડી ભણવા માટે મારે પાંચ પાંચ માઈલનો દરરોજ માર્ગ કાપવો પડતો હતો. હું લોકોનો છું અને તેમને સમજી જાણું છું અને તેમના દ્વારા, તેમને માટે અને તેમની સાથે રહીને જ હું હમેશાં વિચાર કરવાને ટેવાયેલો છું. નિત્યના જીવન વિગ્રહના કાર્યમાંથી નાના નજીવા પ્રશ્નોમાંથી હું તમારા માનસને ઉન્નત કરી શકતો

હોઉં તો સમાન ઉપયોગી હેતુ માટે હું તમને મળ્યો હોવાનું હું માનું. હિંદીઓએ મૂળભૂત સમજવાની વાત તો એ છે કે તેણે સ્વતંત્રતાની કિંમત સમજવી જોઇએ, કારણ કે સ્વતંત્રના વિના માણસાઇ આવી શકે નહિ અને માણસાઈ વિનાનું જીવન પણ શા કામનું ?"

"આ વિચારતા મારું મન હિંદના છેલ્લા પંદર વરસના ઇતિહાસ તરફ ઢળે છે. ગયા મહાવિગ્રહમાં મિત્રો અને તેમની સાથે લડનારાઓને સ્વતંત્રતા કેટલી વહાલી હતી તે તમે જાણો છો. તમને તે વખતના વડા પ્રધાન શ્રી. લોઈડ જ્યોર્જના કથનનું કદાચ સ્મરણ રહ્યું હશે. એક વાક્યમાં તેમણે અપીલ કરી હતી ! "લંડન પર જર્મનનો રાજઅમલ આવે તો તમને તે કેવું લાગે ?" આવો પ્રશ્ન તમે તમારી જાતને કદીય પૂછ્યો છે ? આવો પ્રશ્ન જો તમે તમારી જાતને પૂછ્યો ન હોય તો તમે મેળવેલા શિક્ષણની કશી જ કિંમત નથી. આજ રીતે સ્વતંત્ર માનવીઓ પોતાના સ્વાતંત્ર્યની કિંમત આંકે છે. તેઓ રણમોખરા પર પોતાના છેલ્લા માનવીને કે છેલ્લા જુવાનીઆને મોકલી આપે છે. કદીય તેઓ એવી શંકા કરે છે ? કોલેજોમાં ભણતા આપણા વિદ્યાર્થીઓનું શું થશે ?" અને એજ લોકો આપણી અહિંસક લડતમાં આપણને કહે છેઃ "તમારા બાળકના અભ્યાસમાં ખલેલ પાડશો નહિ !" આપણા વેપારીઓને કહેવામાં આવતું હતું "આવી લડતથી તો વેપારધંધા ભાંગી પડે."

"એટલે જ હું એવો જ પ્રશ્ન પૂછું છુંઃ" એક સૈકાની સંચિત દોલત જેટલું દેવું બ્રિટને કયા કારણે કર્યું ?" આ દેવાની હજુય તેને અમેરિકા સાથે પતાવટ કરવી પડે છે !" પોતાના બાળકોના ભાવિનું શું થશે તેવો અંગ્રેજોએ કદીય સવાલ ઉઠાવ્યો નથી. જે તેમનામાં સદ્‌ગુણ રૂપે છે તે આપણામાં પણ સદ્‌ગુણ રૂપે છે; સિવાય કે માનવી તરીકેના નીચલા અને હલકા પગથિયા પર તમે હો. કરોડ માનવીઓના જાન અને અંગ વિચ્છેદની યુરોપિયનોને કિંમત

ચુકવવી પડી હોય, આઝાદ માનવીને પોતાની આઝાદી જાળવી રાખવા માટે આટલી કિંમત આપવી પડતી હોય તો એક ગુલામ પ્રજાને તેની સ્વતંત્રતા હાંસલ કરવા માટે કેટલી કિંમત ચુકવવી જોઇએ ?"

"આ પ્રશ્ન મારે તમને પૂછવો છે. કારણ કે અત્યાર સુધી આપણે બુઝદિલ બન્યા હતા. આપણે અવિચારી હતા સાચી પરિસ્થિતિની અવગણના કરતા હતા, કે આપણે એવી કલ્પના કરી રહ્યા હતા કે દલીનબાજીના જાદુથી આપણે દેશ, આપણા માનમતા, અને આપણી ગુમાવેલી માણસાઇ મફતમા જ આપણને મળી જનાર છે લડતની છેલ્લી છટાંક ખર્ચતા સુધી આપણી આઝાદી તેમને ત્યાં રહેનાર છે. અગ્રેજો પોતાના દેશ પ્રત્યેની દાઝથી પ્રેરાઇ જે આપણામાં લઘુતાનો ભાવ જગવે, આપણામા ભાગના પાડે અને આપણા પરતુ પોતાનુ રાજ ચાલુ રહે તે માટે તેઓ રાજ ચલાવવાને આપણે લાયક નથી તેવુ કહે, આ બધુ તદ્દન સ્વાભાવિક છે.'

"આ નાપાક કાર્યમા તેમને મદદ કરનારા આપણા દેશબાવનો, વિષે દુર્ભાગ્યે હુ તે પ્રમાણે બોલી ન શકુ "ફરજ"ના પવિત્ર શબ્દની ઓથે તેઓ રક્ષણ ન મેળવી શકે."

"જેલમા હતો ત્યારે પ્રત્યક્ષ હિંદી અધિકારી મને કહેતો ! દેસાઈભાઈ શુ કરીએ, ખૂબજ દિલગીર છીએ, આ સ્થાન તમારા માટે નથી. ૧૩ × ૫ ફૂટની કોટડીમા અમે તમને કેવી રીતે પૂરી શકીએ ? ક્ષમા કરજો, પણ મારે આખરે મારી ફરજ બજાવવી પડે છે." ઘણા દિવસો સુધી તો આ વાત સાખી લીધી એક દિવસે એક જણની સાથે ચર્ચા શરૂ કરી "ફરજ" શબ્દનો અર્થ તમે જાણો છો ? તમે જે કામ ઉપાડયુ છે તેને જો તમે "ફરજ" કહેતા હો, તો "ફરજ" શબ્દનો અર્થ જ જીવન અને વર્તન બન્ને ક્ષેત્રમા જુદો થાય છે." આપણી પ્રજાની ગુલામી કાયમ રહે તે માટે આપણામાંના બધા જ ગરીબમા ગરીબ જ પાઇએ પાઈએ પાઇ

ચુકવી દે છે, તે પાઇઓના સંચયમાં પોતાનો દરમાયો મેળવનાર પોતાના કામને ફરજ રૂપે ગણાવી છટકી જવા માગે છે. આ પવિત્ર શબ્દની ઓથે આવી ફરજ બજાવવામાં આવે છે. પણ એમના નસીબ એમને વળગશે, મારે મન તો તમારા જેવા જ તેઓ પણ મારા દેશબાંધવો છે."

"આપણે એટલું સમજવા લાગ્યા છીએ કે દલીલો કરીને સ્વતંત્રતા મેળવી ન શકાય. જગતના સર્વશ્રેષ્ઠ આત્મા, મહાત્મા ગાંધીજીની સદાચારી હેઠળ છેલ્લાં પંદર વરસમાં આપણને હિંદના રાજકારણનો આ ભેદ સમજાયો છે અને આ ભેદ પ્રત્યેક નરનારીએ સમજવો જોઇએ."

બાદ લડતમા ભોગ આપનાર વીર નરનારીઓને હાર્દિક અભિનંદન આપતાં શ્રી. ભૂલાભાઇ દેસાઇએ કહ્યું: "હિંદ માનસિક રીતે અને લાગણીની દષ્ટિવાળી અપંગ અવસ્થામાંથી બહાર આવ્યું છે અને આપણે એક માનવીએ જીવવું જોઇએ તે રીતે જીવવાનું શીખ્યા છીએ અને હવે પછી તે પ્રમાણે જીવવાનો પ્રયાસ કરીશું. ગઇ લડતનો આ બોધપાઠ છે. લોર્ડ વિલિંગ્ડન અને શહેરમાંનો તેમનો નાનામાં નાનો સાર્જન્ટ આનો કેવો ખ્યાલ કરે છે તે હું જાણતો નથી. કોંગ્રેસને કચડી નાખી છે તેવું માનનારાઓ વિચારે કે પોતાના દેશને દબાવવા માટે તેમણે કર્યો હેતુ બર આણ્યો છે. પણ એ એમની વાત છે, મારે તેની પંચાત નથી. પોતાના માટે તેમણે હિંદ પર વિજય મેળવ્યો હોત તો મેં મારું માથું ઝુકાવ્યું હોત, કારણ કે હિંદમાં પરદેશી રાજા હોય તેના કરતાં એક હિંદીજન રાજા બને તેને હું પસંદ કરું પણ આ લોકો તો રાજા ય નથી અને પ્રજાય નથી. પણ આપણા પર આધિપત્ય જમાવનાર રાજાઓના આ લોકો તો હાથાઓ છે. આજ હેતુ તેઓ સારી રહ્યા છે અને કોંગ્રેસને પોતે કચડી નાખી છે તેવું માનતા હોય તો ભલે તેઓ તેમાં રાચ્યા કરે."

"હું કંઈ આ લડતમાં મહત્ત્વાકાંક્ષાથી કે લાગણીના આવેગથી તણાઇને આવ્યો નથી. ખાસ વિચાર કર્યા બાદ જ મેં સત્યાગ્રહમાં ઝંપલાવ્યું છું. તે વખતે મેં આ પ્રમાણે વિચાર્યું હતું: 'સ્વાતંત્ર્યના સંગ્રામમાં પ્રારમ્ભ તો કરવો જ પડે છે અને આ પ્રારમ્ભો હંમેશાં ફળદાયી નથી હોતા એ ખરું પણ મુશ્કેલ તો હોય જ છે.' ૧૯૨૧ ની સાલમાં આપણી સંખ્યા લાખની હતી તો ૧૯૩૧ ની સાલમાં આપણે દસ લાખ બન્યા છીએ અને ઇશ્વિર એવો વખત લાવશે તો તે વખતે આપણે લાખની સંખ્યામાં નહિ હોઈએ પણ ભારતની સમગ્ર વસ્તી પાંત્રીસે પાત્રીસ કરોડ હોઇશું અને આમાં આ પરદેશી રાજ્યને નભાવવામાં મદદ આપી રહેલા આપણા આ મિત્રો હશે. હું મૈત્રીના ભાવે આ વાત કરી રહ્યો છું."

## કરાંચી ગોળીબાર

[ કરાંચીમાં થએલા ગોળીમારનો વિરોધ કરતાં
વડી ધારાસભામાં કરેલું ભાષણ : ૧૯૩૫ ]

"સભાગૃહ સમક્ષ સાચો મુદ્દો કયો છે તે મારા મિત્ર શ્રી. ઝીણાના કહ્યા પ્રમાણે હું કહેવા માગું છું. સભાગૃહ સમક્ષ જે ખરો મુદ્દો પડેલો છે, તેને ફાંસીએ લટકાવવામાં આવેલા ગુન્હેગારના સાચા ખોટા કામ સાથે સબંધ નથી. આ મુદ્દો નથી. આજે સભાગૃહ સમક્ષ આવી પડેલા મુદ્દાને આ મુદ્દો આચ્છાદન નાંખે એ ખૂબ જ દુઃખદ વાત કહેવાય. જેમાં જાનની હાની થઇ છે, જેમાં બાળકો મરણ પામ્યા છે અને અનેક માણસોને ઇજા પહોંચી છે, એ બાબતો એવા પ્રકારની નથી કે જે સંબંધી 'બધું બરાબર કરવામાં આવતું હતું અને હવે તપાસ કરવાની કંઈ જરૂર નથી.' તેવા લુખ્ખા નિવેદનનો આ સભાગૃહ સ્વીકાર કરી ન લે તેવા, મારા મિત્ર શ્રી. ઝીણાએ સઘળા બળ સાથે કરેલાં કથનને હું ટેકો આપું છું."

"આ સભાગૃહના સઘળા સભ્યોની માફક મારી પણ સહાનુભૂતિ કરાંચીના ગોળીબારમાં જે નિર્દોષોએ સહન કર્યું છે તેમના પ્રત્યે વ્યક્ત થાય છે. શું, કેવી રીતે બન્યું તેની તપાસ કરવી જોઈએ એ પ્રશ્ન ઊભો થાય છે. સહેજ વધારે ભારપૂર્વક મારા મિત્રોના શબ્દો રજુ કરીએ તો પ્રશ્ન એ ઊભો થાય છે કે આમ ગોળીબાર કરવામાં આવ્યો, તેને બદલે બનાવ બનતો અટકાવવાનું કોઈ પગલું લેવામાં આવ્યું હોત તો સારૂં ન થાત ? કારણ કે માત્ર બે જ માર્ગો ખુલ્લા હતા બનાવ બનતો અટકાવવાનો; અને ગોળીબાર કરવાનો અને આમાં આ સભાગૃહમા અને જેમનામાં માનવ લાગણીનો છાંટો હોય અને જેમને સફળ વહીવટનો ખ્યાલ હોય તો આ ઈજા અટકાવી શકાય એમ હતી કે નહિ તેની તપાસ કરવાની માંગણીને ટેકો આપશે. મારા મિત્ર શ્રી. ઝીણાએ દર્શાવેલી હકીકતો ઉપરાંત પણ એક હકીકત બાકી રહે છે અને તે એ છે કે, આ માણસને ફાંસી દેવામા આવી ત્યારે આ સભાગૃહ સમક્ષ સભામોકૂફીની દરખાસ્ત રજુ કરવામા આવી હતી. જાહેર હિતના કારણે તેને રજુ થવા દેવામાં આવી ન હતી. આ નિર્ણય સાથે મારે કોઈ તકરાર નથી. આમ છતાં એક હકીકત એ રહે છે કે, આ બાબત કેવળ સ્થાનિક મેજીસ્ટ્રેટની હકુમત હેઠળની કે સ્થાનિક મુલ્કી અધિકારીઓની હકુમત હેઠળની ન હતી. આ એવી બાબત હતી કે જેની ના. વાઈસરોયને જાણ હતી. આ બાબત ચર્ચાવાની હતી એટલી પણ તેમને માહિતી હતી એટલે એક વાત ચોકખી તરી આવતી હતી કે અગાઉથી જો અટકાવવાનો પ્રયાસ કરવામાં ન આવે તો આવા બનાવો ખોટા માર્ગે અનિચ્છનીય રીતે વળી રહ્યા હતા. અહીં કરવામાં આવેલા નિવેદનમાં સાવચેતી ખાતર લેવામાં આવેલા હોય તેવા પગલાંનો એક પણ ઉલ્લેખ નથી. જો સાવચેતી લેવામાં આવી હોત તો બરાબર ચોકી કરવામાં આવી હોત. કબ્રસ્તાનની ચોકી કરવામાં કયા પગલાં લેવામાં આવ્યાં હતાં ?"

સરહેનરી ફ્રેડરિક:—પોલીસે ચોકી રાખી હતી.

શ્રી. ભૂલાભાઇ:—હા, એવી રીતે રાખી કે જેનું આવું પરિણામ આવી શક્યું. આને તમે ચોકી કહો છો. આનું નામ જો ચોકી હોય તો મને આમાં બિલકુલ બેદરકારી જ જણાય છે.

શ્રી. ઝીણા:—"ગુનાહિત બેદરકારી!"

શ્રી. ભૂલાભાઇ:—"સત્તાવાળાઓએ આવો બનાવ બનશે એવું ધારી લેવું જોઈતું હતું. અહીં હું ન્યાય તોળવા ઉભો થયો નથી. મૃતદેહને તેના સગાઓને આપવામાં આવ્યો ન હતો. આપ્યો હોત તો શાણ-પણ ગણાત મને ખબર છે કે દરેક મૃતદેહને તેના સગાવહાલાઓને આપવો જ જોઇએ એવો કંઈ નિયમ નથી. એવા કેટલાયે દાખલાઓ છે જેમાં જાહેર સલામતીના હિતમાં પોતાને ઠીક લાગે તો મૃતદેહનો નિકાલ કરવાનો સત્તાવાળાઓને લાગ્યુ છે કે પોતાને હક છે. અને તેમાં જ પોતાની ફરજ છે. બીજા અનેક દાખલાઓમાં આ માર્ગ ગ્રહણ કરવામાં આવ્યો છે અને આમ કરીને, આવતી આપત્તિને અટકાવવામાં આવી છે."

"આ કિસ્સામાં મુલ્કી અધિકારીઓને અગાઉથી ચેતવવામાં આવ્યા હતા. તો પણ આપત્તિને આવતી અટકાવવાની દિશામાં તેમણે કંઈ જ કર્યું નથી. જિલ્લા મેજીસ્ટ્રેટ કે મુલ્કી સત્તાવાળાઓએ શું કર્યું તે વિષે એક હરફ સુદ્ધાં ઉચ્ચારવામાં આવ્યો નથી અને માન-નીય ગૃહસ્થે જે લશ્કરી રીતે સ્વબચાવમાં કરેલા ગોળીબાર સંબંધી કહ્યું છે તેમાં મને તો જણાયું છે કે આ પ્રમાણે કરવા અગાઉ પણ ચેતવણી આપવામાં આવી ન હતી. ખુલ્લી હકીકતો જણાવે છે કે ગોળીઓ અને સંગીનોથી સુસજ્જ એવા શસ્ત્રધારી માણસોને સ્વબચાવ માટે જે પગલાં લેવાની ફરજ પડી હતી, તે પ્રમાણે કહેનારની કેવા કારણો બન્યા હતા તે સ્પષ્ટપણે અને ચોકસાઈ-પૂર્વક કહેવાની ફરજ છે. આ ચર્ચાનો અંત લાવવા માટે મારે

ફરીથી અપીલ કરવી પડે છે—માનનીય ગૃહસભ્ય કંઈ ભૂલથી પર નથી. તેઓ અંગત રીતે જવાબદાર નથી પણ તેમની હાથ નીચેના અમલદારો જેમના કૃત્યો વિષે તેમને માહિતી છે, તેઓ જવાબદાર છે. આવા ગૃહપ્રશ્નને 'બધું બરાબર છે અને બરાબર હોવું જોઈએ' એમ કહીને આવા બનાવોનો બચાવ કરવો ન જોઈએ. આમ છતાં મારે માનવ લાગણીથી તેમને અપીલ કરવાની છે કે, જ્યાં જાન અને સ્વાતંત્ર્ય ભયમાં હોય, ખાસ કરીને એવા બનાવોમાં નિષ્પક્ષ તપાસ થવી જોઈએ અને આમ બન્યા વિના જાહેરને સંતોષ થનાર નથી"

## સરહદના પ્રજાજનો પર બોંબમારો શા માટે ?

[ સરહદના પ્રજાજનો પર સરકારે વિમાનોમાંથી બોંબ નાખ્યા પછી વડીધારાસભામાં સરકાર પક્ષના બચાવનો વિરોધ કરતાં આપેલો જવાબ : ૧૯૩૫ ]

"અમારા મત મુજબ આ બાબતમાં સિદ્ધાંતનો સવાલ રહેલો છે અને જો કે અત્યારે અમારા વિચાર મુજબ કરવાની અમારી પાસે સત્તા અને અધિકાર નથી પણ ઇશ્વરની ઇચ્છા હશે તો અમે એ પ્રમાણે કરી શકનાર છીએ. પરિસ્થિતિ આ પ્રમાણે ન હોત તો આ ચર્ચામાં મેં દરમ્યાનગીરી કરી ન હોત."

"નાગરિક વસ્તી પર યુદ્ધ જેવી કે અર્ધ યુદ્ધ જેવી પરિસ્થિતિ દરમિયાન બોંબ કે તેવા પ્રકારના સાધનોનો ઉપયોગ કરવો એ યોગ્ય છે કે નહિ તે સવાલ આમાં સમાએલો છે. શસ્ત્રસંન્યાસ પરિષદ સમેતની અનેક પરિષદોમાં આ પ્રશ્ન અંગે મતભેદ પ્રવર્તો છે. મારા સ્મરણ મુજબ શસ્ત્રસંન્યાસ પરિષદમાં સર જ્હોન સાયમને

વિશાળ દરખાસ્તોનો સ્વીકાર કર્યો ન હતો. આ બાબતમાં આ વિચાર ધરાવનારા કેટલાક માણસો છે, અને અમે પણ આ પ્રમાણેનો વિચાર ધરાવતા હોઈ, અમે ખરેખર તેને અટકાવી શકીએ કે નહિ તો પણ શક્ય હોય ત્યાં સુધી અમે અમારો અભિપ્રાય દર્શાવવા માંગીએ છીએ. સભાગૃહ સમક્ષનો અત્યારનો પ્રસ્તાવ ખોટો મત રજુ કરે છે. પ્રમુખ સાહેબ અને સામા પક્ષના માનનીય મિત્રો અમુક ચોક્કસ બાબતમાં આ ચર્ચા મર્યાદિત રાખવા માંગે છે પણ જ્યારે તેમને માફક આવે છે ત્યારે તેઓ મનગમતી રીતે વિસ્તૃત ચર્ચા કરે છે. આ પદ્ધત્તિ વ્યાજબી હોય કે નહિ અને અત્યારના પ્રસંગે ગમે તેણે ચર્ચા કરવા ઇચ્છા રાખી હોય તેમ છતાં મને મળેલા મર્યાદિત સમયમાં મારે કહેવું પડે છે કે આ સભાગૃહને પરદેશખાતાના મંત્રીએ આપેલા ઇતિહાસને વિચારીને સરહદને લગતી નીતિ સામે હંમેશા અમે ફરિયાદ કરી છે. તેમના જ કહેવા પ્રમાણે આ પ્રદેશમાં એક એવી કોમ વસે છે જેમની સામે ૧૯૦૮થી માંડીને ૧૯૩૫ સુધી પ્રવૃત્તિ ચલાવવા માટે કંઈને કંઈ કારણ મળ્યું છે. પણ મારા મત મુજબ વાયવ્ય સરહદ પ્રદેશમાં રાખવામાં આવેલા લશ્કરને નભાવવા માટેના બહાના રૂપે જ આ બાબત છે. તે સિવાય રૂા. ૫૮ કરોડના ખર્ચને કેવી રીતે વ્યાજબી ગણાવી શકાય ? તમારી પાસે સૈન્ય હોય તો તેનો ઉપયોગ કરવાની અને તેને વ્યાજબી ઠરાવવાની ઈચ્છા રહે છે અને હમણા જ હું માનનીય સભ્ય શ્રી. ટોટનહામના ભાષણની ચર્ચા કરતી વખતે આ બાબત જણાવીશ. હું ઈચ્છું છું કે તેઓ સૈનિક હોવાને બદલે એક વકીલ હોત તો સારૂં થાત. દરેક વખતે તેમણે કહ્યું છે કે 'આપણે જ્યારે આપણી સરહદોમાં હોઈએ ત્યારે આ સરહદથી સહેજ વધારે ઉડવુ જોઈએ. આને આપણી પાંખ હેઠળ લીધા પછી, તેથીયે સહેજ પેલી તરફ ઉડવું જોઇએ, અને આખોય સમય આપણે આ પ્રમાણે કર્યા કરવું જોઇએ.' સાચી વાત તો એ છે કે, આ યુદ્ધ પ્રવૃત્તિની વાતોમાં જ છેલ્લા ૩૦ વર્ષ શસ્ત્રો એકઠાં

કરવાના બહાના રૂપે વીત્યાં છે, અને આ શસ્ત્રો એકઠાં કરવાનું આ દેશના ગરીબ લોકોને ખર્ચે શક્ય બન્યું છે."

"આજ સાંજના પરદેશ ખાતાના માનનીય સભ્યે ઇતિહાસ ન કહી આ પ્રવૃત્તિને વ્યાજબી ઠરાવવાનો પ્રયાસ ન કર્યો હોત તો આ બાબતનો મારે ઉલ્લેખ કરવાની જરૂર પડી ન હોત."

"હવે સાચા મુદ્દા પર આવું. દરખાસ્તમાં ઉપસ્થિત કરવામાં આવેલો એક માત્ર મુદ્દો આ પ્રમાણે છે. આ સભાગૃહના મત મુજબ આવી પ્રવૃત્તિ દરમ્યાન નાગરિક પ્રજા ઉપર બોમ્બમારો કરવો એ વ્યાજબી છે કે નહિ અને હું માનું છું કે ખુદ ડૉ. ખાનસાહેબે પોતે કહ્યું છે કે સરકારની નીતિનું સંચાલન કરવાની આપણી પાસે ખરેખર સત્તા ન હોય તો પણ સરકારી સભ્ય પોતે જે એકરાર કરીને પોતાને બીનજવાબદાર પુરવાર કર્યો છે અને બીજા પરદેશી આપખુદ સત્તાધરીઓના એજંટો તરીકે પણ પોતાના એકરાર જુદા સાબિત કર્યો છે. આવું વલણ તેમણે અંગિકાર કર્યું છે. પણ હકીકત તો રહે છે તેમના કાર્યની નૈતિક જવાબદારીને લાગે વળગે છે ત્યાં સુધી આ સભાગૃહ હંમેશાં પોતાનો મત જરૂર દર્શાવશે, ભલેને તેને ગણકારવામાં ન આવે. હું જાણું છું કે આવા પરાજયોથી તેઓ રીઢા બની ગયા છે. આ શબ્દનો અર્થ હું જાણતો નથી. તેમના મત મુજબ હિંદી સરકારનું તંત્ર સંચાલન લોકોના પ્રતિનિધિઓ કે જેમને પ્રતિનિધિ સરકારના ડોળ હેઠળની ચૂંટણીમાં ભારે ખર્ચ કરવું પડ્યું છે—તરીકે અહીં બોલાવાએલા આ સભાજનોની લાગણી અને અભિપ્રાયોની વિરુદ્ધ જઈને આ પ્રમાણે ચાલવાનું છે કે નહિ મને ખબર નથી. હું આશા રાખું છું અને મને વિશ્વાસ છે કે તેમને અત્યારે જે ટેવ રૂપે બની ગયું છે, તે ભાવિમાં અપવાદ રૂપે બની જશે. અને મને આશા છે કે આ સરકારને આ સભા-ગૃહની બહુમતીથી જુદા પડીને પોતાના કૃત્યને વ્યાજબી ઠરાવવાની

જરૂર પડશે તો તે અસાધારણ બાબતોમાં બનવા પડશે. આ પ્રમાણે જો તેઓ નહિ કરે તો એનાથી જે પરિણામ આવશે તેની જવાબદારી તેમના પોતાના જ શિરે રહેશે. વધતી જતી રાષ્ટ્રીય જાગૃતીને દાબી દેવા માટે અને બીનજવાબદાર રીતે આ દેશનો કારભાર કરનારની સામે આપણે આપણા અધિકારો આગળ ન કરી શકીએ તે હેતુથી પોતાને વધારે ને વધારે પ્રમાણમાં ધારાઓની જરૂર છે તેવું તેઓ કહી શકે તે જ હું આશા રાખું છું."

" અમે એક ચોક્કસ પ્રકારના સિદ્ધાંતના સમર્થન માટે અહિં ઊભા છીએ. એ સિદ્ધાંત પાલનમાં ગમે તેટલું જોખમ ભલે હોય! અમે સિદ્ધાંતનો પક્ષ હમેશાં કરીશું. અમે ઓછા યાંત્રિક અને વૈજ્ઞાનિક હોઈએ એની અમને ચિંતા નથી પરંતુ મારો દાવો છે કે અમે વધુ સંસ્કારી છીએ. અમારે યુદ્ધમાં ઉતરવું પડશે તો પણ અમે સંસ્કારી અને સભ્ય માર્ગોએ યુદ્ધ આદરીશું. મી. ટોટનહામે એમના પૂછાયલા સવાલોનો જવાબ આપતાં કહ્યું છે કે. સરકારપક્ષનાં સભ્યોને વધુ વિમાનોની જરૂર છે. મને આશ્ચર્ય થાય છે કે, સરકારપક્ષ વધુ વિમાનોની જરૂર સ્વીકારવા સાથે વિમાનો અને બોમ્બનો ઉપયોગ પણ કરવો જ જોઇએ તેમ માનતો લાગે છે. વિમાનો છે માટે તેનો ઉપયોગ પણ કરવો જ જોઈએ. આ પ્રકારની દલીલ અમારા ગળે ઉતરે તેમ નથી."

"સરહદના નિર્દોષ સ્ત્રી બાળકોને બોમ્બથી કચડી નાખવાની અને નાગરિકો પર બોમ્બ નાખવાની હકીકતોનો મી. ટોટનહામ ઈન્કાર કરતા નથી. પરંતુ લશ્કરી સત્તાવાળાઓએ અગાઉથી ચેતવણી આપ્યા પછી જ પગલાં લીધાં હતાં એમ કહીને તેઓ બોમ્બ નાખવાના કૃત્યને વ્યાજબી ઠરાવવાનો પ્રયાસ કરતા જણાય છે. હથિઆરોના બુદ્ધિપૂર્વકના ઉપયોગ નો પ્રશ્ન અહીં ઉપસ્થિત થતો જ નથી. સરકાર પક્ષ માત્ર એક જ વાત વારંવાર આગળ કરે છે, અને

તે એ છે કે, બોમ્બમારા પહેલાં બે દિવસ અગાઉથી ચેતવણી આપવામાં આવી હતી. ચેતવણી આપવાથી અથવા ચેતવણી આપીને બોંબમારા કર્યાથી બોંબમારો કરવાનું જરૂર હતું એમ કોઈ રીતે સિદ્ધ થતું નથી"

"પ્રજાના પ્રતિનિધિઓ તરીકે અમે આ સભાગૃહમાં આવેલા છીએ, અમારા અભિપ્રાયો અને મતોની સરકાર તરફથી તિરસ્કાર-ભરી અવગણના કરવામાં આવી છે. અમારા અભિપ્રાયોની સરકાર-ને કાંઈપણ ગણના ન હોય, અમારા મતોની સરકારને કાંઈપણ પરવા ન હોય છતાંય અમે પ્રજાના હિત અને અહિતની દરેક બાબતો સંબંધી અમારો અભિપ્રાય વ્યકત કરીશું જ અને આ દેશના રાજકર્તા પક્ષને અમારા અભિપ્રાયોની સતત અવગણના કરવાની ટેવ જ પડી છે એમ જાહેર કરતાં રહીશું, સરકાર પક્ષ તરફથી પ્રજાના અભિપ્રાયોની થતી સતત અવગણના પ્રત્યે અમે વિરોધ દર્શાવીશું."

## આંદામાનનું નરક!

[ આંદામાનના રાજદ્વારી કેદીઓ
અંગેની ચર્ચા દરમ્યાન વડીધારા-
સભામાં કરેલું ભાષણ ! ૧૯૩૭ ]

"આંદામાનના કાળા ટાપુઓ પર અમારા દેશભક્તો સમા રાજકીય કેદીઓ પ્રત્યેના વર્તાવ સંબંધમાં સરકાર પક્ષનાં મન્તવ્યોમાં અમે સહમત થઈએ તેમ માનવું ભારે ભૂલભર્યું છે."

"એકાંત કોટડીની જેલ એ શી વસ્તુ છે, એનો મને પુરો ખ્યાલ છે. જેલનો વહીવટ કરનાર અમલદાર એકાંત કોટડીની નાકાતે જાય અને એ વખતે એ અમલદાર જે કંઈ જોઈ શકે તે

સિવાય એકાંત કોટડીમાં પુરાયેલા કેદી સાથે થતા વર્તાવની અમલદારને કોઈ પ્રકારની ખબર પડી શકતી નથી! હું નાશીક જેલમાં હતો, ત્યારે એક ઉચ્ચ દરજ્જાના અમલદાર જેલની વીઝીટે આવ્યા. મારી ઓળખાણ કરાવ્યા પછી પેલા અમલદારે મારી જેલની જગા જોઈને કહ્યું કે 'આ તો ઘણી સરસ જગા છે' મેં આ પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું: 'ખરેજ આ સરસ જગા હોય તો એકાદ અઠવાડિયા માટે આપણે પરસ્પરનાં નિવાસસ્થાનોની ફેરબદલી કરીએ તો કેમ?" મારા આ જવાબ પછી તેમનું મોં ફિક્કુ પડી ગયું હતું."

"આંદામાનના રાજકેદીઓએ ભૂખમરાનો આરંભ કર્યો એટલે તરત જ એમનાં કફનો અને લાકડાંની સરકારે તૈયાર કરી રાખેલી— એમ જણાવવામાં આવે છે. ભૂખમરાની હડતાલ પર ગએલાઓને પણ સરકારે એમની આટલી તૈયારીનો ખ્યાલ આપેલો! જેલના વહીવટકર્તાઓના વર્તનના વિરોધ તરીકે ભૂખમરાની હડતાલ પર ગએલાઓને એ માર્ગ પરથી પાછા વાળવા માટે શુ આથી બીજો કોઇ વ્યાજબી માર્ગ ન હતો? મદ્રાસ, યુક્ત પ્રાંતો અને બિહાર પ્રાંતોની સરકારોએ પોતપોતાના પ્રાંતોના કેદીઓને આંદામાનથી પાછા લાવીને પ્રાંતિક જેલોમાં રાખવાની મધ્યસ્થ સરકાર પાસે માગણી કરી છે. એ માગણી સ્વીકારવામાં શુ વાંધો છે? અમે કાનૂન અને વ્યવસ્થા જાળવવાના સરકારના મૂળભૂત સિદ્ધાંતોમાં માનીએ છીએ, પરંતુ અત્યારની સરકાર જે માર્ગો લઈ રહી છે, તે માર્ગો સંબધમાં અમારી માન્યતા તદ્દન જુદા પ્રકારની છે."

"સને ૧૯૨૦ની સાલથી આંદામાનના સ્થળને ચોક્કસ પ્રકારના કેદીઓ સિવાય બીજાઓ માટે જેલ તરીકે અયોગ્ય ઠરાવવામાં આવેલ છે. અત્યારે જે કેદીઓ સંબંધી આપણે ચર્ચામાં ઉતર્યા છીએ તે કેદીઓ ઉપરના પ્રકારના તો નથી જ. આંદામાનનું સ્થળ જેલ માટે અયોગ્ય છે. કેદની સજાનો આશય ગુન્હાહિત માનસ પર

અંકુશ મૂકીને કેદીને બોધપાઠ આપવાનો છે, હું નથી ધારતો કે તેમાં કોઇ પ્રકારની વેરવૃત્તિનો આશય હોવાનું જરૂરી હોય. શિક્ષાનો હેતુ મરણની નજીક ઘસડી જાય ત્યાં સુધીનો અવશ્ય નથી હોતો. સરકારના ગૃહમંત્રીને એમની સરકારની સત્તા હાથમાંથી સરી જતી અટકાવી રાખવા માટે કેદીને મરણ સુધી ઘસડી જાય એવી વેર-વૃત્તિ દાખવવાની વૃત્તિ હોય તો મારે કહેવું જોઈએ કે એમાં શિક્ષાનો હેતુ દૂર થતો જાય છે, અને એમનો એ માર્ગ કેવળ ભૂલભરેલો જ નહિ પરંતુ આ દેશની પ્રજામાં રોષની લાગણી પ્રેરનારો નીવડે છે. સત્તાની જાળવણી કરવા માટે પ્રજાનો વિશ્વાસ અને શુભનિષ્ઠા ખૂબ જ જરૂરનાં છે."

"આંદામાનમાં આજે અનારોગ્ય દશામાં રીબાતા રાજદ્વારી કેદીઓને પાછા હિંદમાં લાવવા સંબંધમાં દેશના તમામ પ્રાંતોની પ્રજાએ એકધારી માગણી કરી છે, અને હું ધારું છું કે સરકાર પ્રજાની એ પ્રકારની માગણીથી સુપરિચિત છે. કાયદો, વ્યવસ્થા અને એ પ્રકારની બીજી બાબતોની અમને, એટલે અમારા પક્ષના ઘણા સભ્યોને પૂરેપૂરી માહિતી છે, એટલે એ અંગે લેવાતાં પગલાં સંબંધમાં યોગ્ય વિચારણા અમે પણ કરી શકીએ છીએ. આંદા-માનના રાજદ્વારી કેદીઓને ભૂખમરાનો આશ્રય ન લેવાની મહા-સભાના પ્રમુખે જે સલાહ આપી હતી તે માટે તમે મહાસભા પ્રમુખનો આભાર માન્યો હતો. પરંતુ એ આભારદર્શન કરવામાં પ્રમાણિક દૃષ્ટિનો અભાવ હતો એમ મને લાગે છે."

"અને આ તમારી સરકારની મનોદશા પ્રત્યે કેટલીકવાર દયા (!) ઉપજે એવું કાર્ય તમે કરી રહ્યા છો! અને તમારી જ સલામતી માટે હું તમને માર્ગદર્શક બને એવી સલાહ આપું છું. આંદામાનના કેદીઓ સમક્ષ કાઢી અને કફન મૂકીને તમે તમારી સરકારનું તંત્ર આગળ ચલાવ્યે જાવ તે સામે તો પ્રજાનો ભારે

રોષ છે. પ્રજાના માનીતા દેશભક્તો સમાન રાજદ્વારી કેદીઓના મૃતદેહોના અવશેષોથી સરકારની ઘોર ખોદાઈ જશે! અને આ પરિણામો આવે તે પહેલાં ખૂબ જ ડહાપણપૂર્વકનાં પગલાં ભરવા માટે તમારી સરકારે સાવચેતી રાખવાની હું સલાહ આપું તો તે જરાય અસ્થાને નહિ ગણી શકાય. આંદામાનના રાજદ્વારી કેદીઓ સંબંધમાં પ્રજાની લાગણીઓ લક્ષમાં લેવાનું સરકાર પક્ષના પ્રતિનિધિઓ સવેળા ધ્યાન આપે એમ હું ઇચ્છું છું."

## લશ્કરનું હિંદીકરણ

[ હિંદી લશ્કરમાં વધુ હિંદીઓની ભરતી અંગેની સરકારી નીતિ અંગે વડી ધારાસભામાં કરેલા ભાષણનો સાર : ૧૯૩૮ ]

"લશ્કરમાં વધુ ને વધુ હિંદીઓને દાખલ કરવા સંબંધી સ્કીન કમિટીએ કરેલી ભલામણનો સાચી ભાવનાથી અમલ કરવાનાં સરકારના હેતુ વિષે મને પૂરેપૂરો શક છે. મી. ટોટનહામે ગયા વર્ષે અને આપેલા જવાબ પરથી તો એમનું માનવું એમ જણાયું હતું કે એક સૈકા પર્યંત પણ લશ્કર સંપૂર્ણત. હિંદીમય બની શકે એ શક્ય નથી. એમની આ માન્યતાની જાહેરાત પછી પણ સ્કીન કમિટીનો અને એમની ભલામણોનો અમે સ્વીકાર કરીશું એમ માનવું એ ભૂલભરેલું ગણાશે."

"આ સંબંધમાં હિંદી પ્રજાનો અભિપ્રાય તદ્દન જુદો છે. હિંદમાં રાખવાનું લશ્કર કેવી રીતે, અને કેટલી ઝડપે હિંદીમય થઈ શકે તે જોવાનું કાર્ય બ્રિટિશ સરકારનું છે, એવું હિંદવાસીઓ માનતા નથી; અમારો એવો આરોપ છે કે, લશ્કરના હિંદી અફસરો સાથે બ્રીટીશ અફસરોનો જે પ્રકાર વર્તાવ છે, તે જોતાં લશ્કરમાં હિંદી તત્ત્વો કયારે આવે અને સંપૂર્ણ રીતે હિંદીકરણ કયારે થવા થવા પામે તે કહેવું મુશ્કેલ છે! બંને વચ્ચેનો પગાર અને

પેન્શનોના ભેદ એવા પ્રકારના છે કે એ લોકોને પ્રિય બનવા માટે હિંદીઓને પોતાનું જીવન ધોરણ ઘસડવું પડે છે, આમાં કેટલાકોને સફળતા મળે છે અને તેમના પ્રત્યે સારો વર્તાવ જળવાય છે, આ છતાં હકીકત તો એ રહી જાય છે કે આ અસમાનતા દૂર કરવાનો એક ખાસ માર્ગ આ બ્રિટીશ તત્વોને દૂર કરી તેમના સ્થાને હિંદી અફસરોને મૂકવામાં રહેલો છે. આ થઈ જતાં હિંદી જીવનની સામાજિક સ્થિતિનો પ્રશ્ન ઉભો નહિ થાય અને ત્યારપછી લઘુતા ભાવ કે મહત્તાના અભિમાનનો પણ પ્રશ્ન આડે નહિ આવે, એટલા માટે વહેંચણીની વાત અમે કરતા નથી. સભાગૃહ સમક્ષ અમે આ માગણી કરતા નથી. અમારા માટે તો આ ચોક્કસ દરખાસ્ત રૂપ છે. અસમાનતા જાગે એવા જ બંનેના પગારો છે એમ અમને લાગે તો અમે તેના મૂળ કારણને તપાસવાનો પ્રયાસ કરીશું. મારા અન્ય માનનીય સભ્યોએ આ સભા સમક્ષ હિંદી અફસરોનો પગાર વધારવાની સૂચના કરી છે. એવી સૂચના કરવા હું નથી માંગતો. કારણ કે અમને તે પોષાય એમ નથી. હિંદીઓના પગાર વધારવાનું અમે નથી કહેતાં પરંતુ અમારૂં સૂચન તો પેલાઓના પગારનું ધોરણ નીચે ઉતારવાનું છે. ટૂંકમાં આ વિષયની તમારી પ્રગતિનો પાયો જ અમે સ્વીકારતા નથી. આ રીત જ અમારી નથી. મારે સભાગૃહને યાદ આપવું જોઈએ અને હું આશા રાખું છું કે આ દેશમાં એવા પૂરતી સંખ્યામાં માણસો છે જેને હૈયે દેશદાઝ ભરી છે અને જેઓ વખત તરફ નજર રાખ્યા વિના જીવનના બીજા કામો માફક લશ્કરમાં રહીને સૈન્યની પણ સેવા કરવા હંમેશ તૈયાર રહે છે. જપાની સૈન્યમાં લેફ. કર્નલનું અધિકારીપદ ધરાવનારને માસીક રૂા. ૨૫૦નો પગાર છે. આ જોતાં હિંદમાં રૂા. ૨૦૦૦ ના માસિક પગારદાર પરદેશી લેફ. કર્નલનું સ્થાન અમને શરમ ઉપજાવે છે. તેનું રૂા. બે હજાર મળે છે, અને કમીશન ધરાવતા હિંદીને મહીને રૂા. બારસો મળે છે. 'હિંદી અફસરને સારો પગાર નથી મળતો' એ અમારી ફરિયાદ નથી, અમારી ફરિયાદ તો એ

છે કે અમારા દેશના લશ્કરમાં રખાએલા યુરોપીય અમલદારોને એટલો ભારે પગાર અપાય છે કે અમારા દેશની પરિસ્થિતિને અનુકૂળ નથી."

"'અમારી પાસે ક્રાંતિકારી યોજના છે' એમ કહેવા હું માગતો નથી અને એવું કહેવાનો કોઈ પણ અર્થ નથી. મુંબઇ સરકારે પહેલી કારોબારી રચી ત્યારે સરકારના આ પગલાને ક્રાંતિકારી પગલા તરિકે ગણાવાતું હતું, એમ મને યાદ છે. આ પગલાને શા માટે ક્રાંતિકારી ગણી શકાય તે પણ સમજી શકું છું. તમારા મત પ્રમાણે તો હિંદીને ત્યાં સ્થાન ન હોવું જોઇએ. અને એટલા માટે જ્યારે તમે હિંદીની નિમણુંક કરો છો ત્યારે કોઇ મહાન ક્રાંતિ કરી હોય એવો તમે દેખાવ કરો છો. આ બધામાં સૌથી વધુ શરમજનક બીના નો એ સ્થાને બેસનાર અને એને ક્રાંતિકારક પગલા તરીકે અપનાવી લેનાર હિંદોની છે."

"તમને પૂરતા પ્રમાણમાં માણસો મળતા નથી એ તમારી ફરિયાદ તમે જ ઉભી કરી છે. તેનું સાચું કારણ એ છે કે શાળાઓ અને કોલેજોમાં તાલિમ આપવાની સાચી તકો તમે જાણી બૂઝીને વહી જવા દો છો. એ તકો તમે ઉભી નથી કરતા. મુંબઇમાં 'યુનીવરસીટી ટ્રેઈનીંગ કોર' (યુ. ટી. સી.) ઉભી કરી ત્યારે એ માટે કેટલા અધુરા અને અર્ધદગ્ધ પગલાં લેવામાં આવ્યા હતા તે હું જાણું છું. જાણે કે આખું એક ફારસ ઉભું કરવાનો આશય ન હોય! યુવાનોના દિલમાં ઉચ્ચ આદર્શ રોપવાનો તમારો હેતુ જ નથી...અમે માનીએ છીએ જે યુરોપીઅન દેશોમાં સંપૂર્ણપણે યાંત્રિક સૈન્યો રાખવામાં આવે છે અને જ્યાં તેમને સંપૂર્ણપણે કાર્યદક્ષ રાખવામાં આવે છે ત્યાં ત્યાં વહીવટ, વ્યવસ્થા અને સિધ્ધાંતોને લાગેવળગે છે ત્યાં સુધી લશ્કરી માણસ કરતાં નાગરિક વ્યક્તિ સારૂં માનસ ધરાવતો હોય છે. બ્રિટીશ પ્રધાનમંડળમાં પણ તમારા ત્રિવિધ સૈન્યના સુસન્વિત કાર્યની જવાબદારી સર ટોમસ ઈન્ડસ્ટ્રીના હાથમાં છે."

"આથી અમે સૌ માનીએ છીએ કે આ સભાગૃહની ચુંટાએલા સભ્યોની બહુમતી વિના તમારી પાસે તમે ઇચ્છો તેવાં નિર્ણય તમારી કમિટી જ કરે છે. આ બે કથનોને આધારે અમે અમારી માગણી રજુ કરીએ છીએ. આ પ્રશ્નનો કેવળ સ્પર્શ જ કરવામાં અમે માનતા નથી અથવા યોજનાને સહેજ સરળ બનાવો કે એને વિસ્તૃત કરો એ પણ અમારી માંગણી નથી. અમારી ચોક્કસ માંગણી છે કે ૧૫ કરતાં પણ ઓછા વર્ષમાં આખા હિંદી સૈન્યમાં અફસરો સંપૂર્ણપણે હિંદીઓ જ જોઇએ."

## અંગ્રેજ મિત્રોને

[ વડી ધારાસભામાં કરેલા
એક ભાષણમાંથી : ૧૯૩૮]

"અંગ્રેજ મિત્રો ! તમે આ સરકારની સેવામાં હો કે બહાર નોકરી કરવા હો, મારે તમને બે શબ્દો કહેવાના છે. આ યુરોપિયનો તેમની પ્રજાઓમાં જે ઉત્તમ પ્રણાલિ છે તેને વફાદાર હોય, તેમની પ્રજાઓ વચનોની તેમને કિંમત હોય તેઓ જો આને એક નાનકડો બનાવ સમજતા હોય તો મને આશા છે કે તેઓ યાદ રાખશે કે, આજે દુનિયાની સત્તાઓમાં ઇગ્લાંડનું જે સ્થાન છે તે સ્થાન હિંદની દોલત અને હિંદના બજારોએ તેમને 'આપ્યું' છે. કારણ કે ઐતિહાસિક હકીકતથી તેઓ સારી રીતે, વાકેફ હશે કે વરાળના એન્જીન અને કાંતવાના યંત્ર (Spinning–jenny) ની શોધ થઈ ત્યારે જ સદ્દભાગ્યે તેમને હિંદની દોલત અને હિંદના બજારો મળી ગયા અને એથી ઈગ્લાંડનું આજે જગતમાં આ ઉચ્ચ સ્થાન છે."

"મારે કોઇ ઉપકાર જોઇતો નથી. હું એવું પણ ન માંગી શકું, કે તેમને માટે અમે જે કંઈ કર્યું છે, તેટલું તેઓ અમારે માટે પણ કરી બતાવશે. ગમે તેમ પણ અમને લાગે છે ત્યાં સુધી તેમને તેમનો વિકાસ, તાકાત, શક્તિ અને સત્તાની દૃષ્ટિએ હિંદ પાસેથી ઘણું મળી ચૂક્યું છે. અને હવે દુનિયાના મંચ પર અગ્રસ્થાન લીધા બાદ તેઓ હિંદ તત્કાલિક સ્વતંત્ર અને આઝાદ બને એવી અમારી જે માંગણી છે તેમાં સુર પૂરાવે એવો સમય તેમના માટે હજી સુધી શું નથી આવ્યો? આટલું તો ન્યાયપૂર્વક જરૂર જ હું માંગી શકું. આ ઐતિહાસિક અને કટોકટીભર્યા પ્રસંગે આજે ગમે તે બને પણ હું પ્રમાણિક ભાવે નમ્રતાપૂર્વક બોલું છું અને અતિ નિખાલસ ભાવે આશા અને વિશ્વાસ આપું છું કે તમો તમારા સમક્ષ મુકાએલા સુધારાની જે ભાવના છે તે ભાવનાથી વિચાર કરો. બનાર્ડ શો વિષે બોલતા ફ્રાન્ક હેરીસે જે લખ્યું હતું તે વાત મને અત્યારે યાદ આવે છે. "અંગ્રેજોને કોઈ ફોર્મ્યુલા–યોજના આપો અને પછી તે સાચું ખોટું ગમે તે કરી દેશે." લાખોના સંરક્ષણની દલીલો તેમણે વહેતી મૂકવી ન જોઇએ, કારણ કે દુનિયાના વાલી બનવાનો તેઓ દાવો કરી ન શકે. અમારા પ્રત્યે તેઓ સમાન ભાવે વર્તે, સમાન માનવીઓ તરીકે તેઓ અમારે માટે અને હિંદની સાચી આઝાદીનું ઘડતર કરવાના અમારા કાર્યમાં તેઓ સાચી ભાવનાથી અને પ્રમાણિક ભાવે અમને સહાય કરે. આ તકે મારી આજ નમ્ર અને નિખાલસ પ્રાર્થના છે. મને આશા અને પૂર્ણ વિશ્વાસ છે કે મારી અપીલ બહેરા કાને 'અથડાયા' જેવું નહિ જ થાય."

## ઈસ્લામની સંસ્કૃતિ

[ઈસ્લામના પવિત્ર સિદ્ધાંતો વિષે એક જાહેર વ્યાખ્યાનમાં શ્રી. ભૂલાભાઇએ કરેલા ઉલ્લેખમાંથી]

"ઇસ્લામ અને તેની ફિલસુફીનો ઊંડો અભ્યાસ કર્યા બાદ મારી એવી માન્યતા બંધાઈ છે કે, ઈસ્લામ એ સૌ ધર્મોમાં સૌથી સબળ મજહબ છે, અને એ સાથે જ તે લોકશાહીનો સંપ્રદાય છે. અલી ઇમામ બન્યા ત્યારબાદ ઇસ્લામમાં શિયા અને સુન્નીના બે સંપ્રદાયો ઉભા થયા છતાં ઇસ્લામમાં કોમ કોમ વચ્ચેના અનેકવિધ વાડાઓ નથી જ. સુન્ની સંપ્રદાયમાં જો કે ઘણી ન્યાતો પડી ગઇ છે છતાં ઇસ્લામમાં એકતા જળવાઈ રહી છે. અને આ બધું છતાં ઇસ્લામે એની પવિત્રતા જાળવી રાખી છે. હું જરથોસ્ત ધર્મનો ઉલ્લેખ કરતો નથી કારણ કે હિંદ અને ઈરાનને લાગે વળગે છે ત્યાં સુધી તો એ એક નાનકડી કોમમાં જ પર્યાપ્ત થયો છે. હું તો એવા ધર્મોને વિષે અહિં બોલું છું કે જેના અનુયાયીઓની સંખ્યા ખૂબ જ વિશાળ હોય છે. આ રીતે મારી સમજણ અનુસાર હું ઈસ્લામના ઇતિહાસની રૂપરેખા આપીશ. ઈસ્લામમાં શિયા અને સુન્નીના બે સંપ્રદાયો છે. પાછળથી તેમાં અનેક ન્યાતોના વાડાઓ ઉભા થયા છે. તેમ છતાં હકીકત રહે જ છે કે દુનિયાના કોઈપણ મજહબ કરતા ઓછામાં ઓછી તડો ઈસ્લામે અપનાવી છે. ખ્રિસ્તી ધર્મ આમાં અપવાદ નથી જ"

"'દુનિયાની સંસ્કૃતિમાં ઇસ્લામનો ફાળો ક્યાં છે?' આ પ્રશ્ન હું કરૂં છું. આ દેશમાં ઇસ્લામનું અનુસરણ કરનારાઓ આ પ્રશ્નનો જવાબ શોધવા પ્રયાસ કરશે તો જરૂર તેમને તેમના અને તેમના દેશ પ્રત્યેની ફરજોની મહત્તા સમજાશે."

## કોમી ચુકાદાથી થતા ભાગલા અટકાવો

[ વડી ધારાસભામાં કોમી ચુકાદા અંગે ચાલતી ચર્ચા પ્રસંગે આપેલા ભાષણનો સારભાગ. ]

"અધ્યાપક તરીકે હું હતો ત્યારે મારી અબુધ અવસ્થામાં મેં પણ અર્થશાસ્ત્રનાં પુસ્તકો શિખવ્યાં છે. આપણે શીખ્યા છીએ કે નિર્બંધ વ્યાપાર જગતના ભલા માટે છે. આનું મહત્ત્વ જાણ્યા વિના આ શીખ્યા છીએ. જે દેશને કાચો માલ લઈને તૈયાર માલ વેચવાનો હોય છે તેવા રાષ્ટ્રોને જ નિર્બંધ વ્યાપાર ફાયદાકારક નીવડે છે. અન્ય જગાએ મેં કહ્યું છે તે પ્રમાણે અહીં પણ હું કહું છું કે અંગ્રેજોની પાસે કેવળ કોલસો અને લોખંડ છે. આ બે વસ્તુઓથી માણસની ખોરાકની જરૂર સંતોષવાની શોધખોળ વિજ્ઞાનીઓએ કરવી હજુ સુધી બાકી છે. એ દિશામાં હજુ સુધી તો કોઈ પગલું ભરાયું નથી. કુદરતી સાધનોથી ભરપુર આપણી માતૃભૂમિ આપી શકે તેવી વસ્તુઓના વિનિમયમાં આ લોખંડ અને કોલસાનો બદલો કરવો જોઇએ. હિંદી પ્રજા અને બ્રિટીશરો વચ્ચેના સબંધની કડી અહીં છે. તમારી સમક્ષ જ્યારે પણ રાજકારણના ફૂટ પ્રશ્નો ખડા થાય ત્યારે આ કડીને ધ્યાનમાં લઇને તમો એ પ્રશ્ન ઉપર વિચારણાના મંડાણ કરજો. આટલા માટે હિંમતપૂર્વક હું અનેક વાર કહી દઉં છું કે પોતાના ઇંગ્લાન્ડના હિતની રક્ષા કરવા માટે અને હિંદને હંમેશા ગુલામ રાખી મૂકવા માટે જેટલા બની શકે એટલા વધુ ભાગલા પાડવા અને આ દેશની જનતાને જુદા જુદા પક્ષોમાં વહેંચી નાંખવી એ પ્રત્યેક અંગ્રેજની દેશદાઝભરી ફરજ બની જાય છે. કોમી ચુકાદાને નામે વિખ્યાત બનેલા દસ્તાવેજના મૂળમાં આજ કારણ છુપાઇને રહ્યું છે......"

....." આ કોમી ચુકાદાનો ન તો આપણે સ્વીકાર કરીએ છીએ ન તો આપણે એને ફગાવી શકીએ છીએ. " કોંગ્રેસ આમ શા માટે કરે છે ! કોંગ્રેસ એને ફગાવી કેમ દેતી નથી ?" તેનો જવાબ આ છે: અગર જો કોંગ્રેસ એને ફગાવી દેવાનું નક્કી કરે છે તો એ પોતે ફક્ત હિંદુ સંસ્થા ગણાઇ જાય છે. જો કોંગ્રેસ તરફથી આ ચુકાદાનો સ્વીકાર કરવામાં આવે છે તો હિંદુઓનો વાંધો છે. એમને લાગે છે કે કોંગ્રેસ મુસ્લિમોનો પક્ષ લે છે. માલવિયાજી કહે છે કે કોમી ચુકાદા અંગેનું કોંગ્રેસનું વલણ ખોટું છે. કોંગ્રેસના આવા વલણથી હિંદુઓને અન્યાય થયો છે. તેઓ કહે છે " આ અન્યાય દૂર કરવા માટે હું મારા પ્રાણની કુરબાની આપીશ." અલબત્ત તેઓ આ અતિ પ્રમાણિક ભાવે બોલતા હતા ' હું મારા જાનની કુરબાની આપીશ ' એ કહેવું બહુ સહેલું છે પરંતુ એ સિદ્ધ કરવું મુશ્કેલ છે. હિંદના એક મહાન મુસ્લિમ ગૃહસ્થ અહીં હાજર છે. માલવિયાજીનું ઉપરનું કથન સાંભળ્યા બાદ તેમણે કહ્યું હતું " આ અન્યાયને દૂર કરવો જોઇએ એવા તમારા કથનને મારો ટેકો છે પણ મારે તમને વિનતિ કરીને પૂછવું છે કે તમે આ અત્યાચારને કેવી રીતે દૂર કરવા માંગો છો ? અગર જો આપ આ અન્યાયને દૂર કરવા માંગતા હો તો તમારૂં સ્થાન નેશનાલીસ્ટ પક્ષમાં યા તો અમારી સાથે છે. મારી સાથે તમે ચાલો. ગામડે ગામડે આપણે ફરીએ. તમે હિંદુ અને હું મુસ્લિમ એમ બેઉ ધર્મના આપણે બે પ્રતિનિધિઓ દરેક ગામડે જઇએ અને ગ્રામવાસીઓને આ અન્યાય વિષે સમજાવીએ. અને કહીએ કે આ અન્યાય કેવી રીતે સર્જાયો. બીજી બાજુ પર તમે જે માર્ગ લેવા માગો છો તેનો વિચાર કરો. તમે કદાચ પાંચ દશ બેઠકો મેળવી શકશો. તમે વાઇસિરોયને અપીલ કરશો. આ દશ બેઠકો અન્યાયના પ્રતિનિધિરૂપ રહેશે ? રાષ્ટ્રીય સંસ્થાના રાષ્ટ્રીય આગેવાનને એ કોમી વિભાગોનાં નાના નાના અન્યાયોથી દબાઈ જવાનું શોભતું નથી. પણ હંમેશા ઉત્કૃષ્ટ આદર્શો અને હેતુઓનો

તેમણે સ્વીકાર કરવો જોઇએ. હિંદુઓ અને મુસ્લિમો ભેગા મળે "અને ત્રીજો પક્ષ જે રાષ્ટ્રના સર્વસામાન્ય હિતની વિરુદ્ધ છે તેની સામે થવુ જોઇએ." અને આ શબ્દોમાં જ કોંગ્રેસે આ ચુકાદો ફગાવી કેમ ન દીધો તેનો જવાબ આવી જાય છે કોંગ્રેસ તો દેશની એક આદર્શ રાષ્ટ્રીય અને લડાયક સંસ્થા છે. હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી કે પારસીઓ સૌને માટે અને સૌના હિતોની જાળવણી માટે કોંગ્રેસ જાગૃત છે. એનામાં કોમ કોમ વચ્ચેના ભેદને સ્થાન નથી. અહીં સૌ સરખા છે. દેશની આઝાદીના એક માત્ર ધ્યેયને લક્ષમા રાખીને તેણે બ્રિટીશ સલ્તનત સામે મોરચા માંડયા છે. અને અત્યાર સુધી આ ધ્યેયને હાસલ કરવા એણે અવિરત કૂચ જારી રાખી છે. પૂર્ણ શ્રદ્ધાથી–પૂર્ણ વિશ્વાસથી આ તકે આપણે આશા સેવીએ અને પ્રાર્થના કરીએ કે દેશની આ એકની એક લડાયક સંસ્થાના પરચમ હેઠળ દેશની સર્વ કોમો, સર્વ પક્ષો એકત્ર થાય અને લાંબા વખતથી આપણે જેને ઝંખીએ છીએ તે સામાન્ય હેતુને પામીએ."

## સંસ્થાનોમાં વસતા હિંદી-ઓના હક્કોના પ્રશ્ન

[સંસ્થાનોમા વસતા હિંદીઓના હક્કોના પ્રશ્ન પર વડી ધારા સભામાં ચાલેલી ચર્ચા વખતના ભાષણનો મુખ્ય સાર. ]

"સંસ્થાનો અને સ્વતંત્ર દેશોના વસાહતી હિંદીઓ પ્રત્યે દર્શાવવામા આવતા વર્તાવના ઇતિહાસનો વિચાર કરતા આજે હિંદીઓની સ્થિતિ કેવા પ્રકારની છે એ કહેવું પૂરતુ નથી, કે, "અમારા પ્રત્યે ભેદભાવ દર્શાવવામાં આવે છે તે અમારૂ કમભાગ્ય છે."

બીજા દેશોમા કોઇ અગ્રેજ પ્રત્યે ભેદભાવભર્યો વર્તાવ દાખવવામા આવ્યો હોત તો તેનુ પરિણામ શુ આવે તેનો વિચાર કરો. આ ભેદ ભાવ એક પ્રજા તરીકે નહિ પણ એક વ્યક્તિ તરીકે દેખાડવામા આવ્યો હોત તો તેનુ શુ પરિણામ આવે ? (અવાજો 'તો તો યુદ્ધ જ જાગી જાય') એટલા માટે જ એ કહેવુ નિરર્થક છે કે આવા પ્રકારના ઠપકાનો પ્રસ્તાવ ત્યાના ત્રીજા દરજ્જાના એજટોના જ સબધમા છે તેમણે આ પ્રમાણે કરેલા પોતાના વર્તનનો હુ સ્વીકાર કરીશ તેઓ પોતાને કહે છે "અમે બીનજવાબદાર અને પોતે તાકાત વિનાના," આ પરિસ્થિતિ ખરેખર દયા ઉપજાવે તેવી છે અને તેવી પરિસ્થિતિમા મુકાવાને હુ નથી ધારતો કે કોઈ તૈયાર થાય. કારણ કે કોઈ માણસને મે એવુ કહેતા સાભળ્યો નથી કે "હુ તમને જવાબદાર નથી માટે હુ તમારા પ્રત્યે અવિવેકી બનીશ. એટલા માટે એક બિલાડી પોતાના માલિક પ્રત્યે જેવી તાકાત વિનાની છે તેવા અમે પણ શક્તિહીન છીએ અને અમે તમારે માટે કઈ જ કરી શકીએ એમ નથી " સાહેબ ! મને તો મને એમ લાગે છે કે, આ પરિસ્થિતિ એવી છે જેનો હિદ સરકારે એકરાર કરવો જ રહ્યો અને જેને પરિણામે હિદી સરકાર એક તરફ અવિવેકી અને બીજી તરફ નિર્માલ્ય હોવાનુ પોતે અજાણતા જ સ્વીકારી લે છે"

"અત્યારે ઉપસ્થિત થએલી હકીકતનો વિચાર આ રીતે થઈ શકે દક્ષિણ આફ્રિકાનો જ દાખલો લઇએ ૧૯૦૭ અને ૧૯૧૩ વચ્ચેના યશસ્વી કામને હિદ સરકાર સહેલાઇથી વીસરી શકે તેમ નથી, ભલે તે સમયમા કોઈ કાયદો પસાર કરવામા આવ્યો ન હોય. આ સમય દરમ્યાન હિદી સરકારે આપણા દેશબાધવો માટે લડતો ચલાવી ન હતી. પણ એ લડતો, દક્ષિણ આફ્રિકામા જઈને વસેલા આપણા જ દેશ બાધવોએ મહાત્મા ગાધીજીની દોરવણી અને

પ્રેરણા હેઠળ ચલાવી હતી. આ હિંદીઓએ પોતાના દેશની સરકારની સહાય વિના એકલા હાથે પરદેશમાં લડતો આપી હતી. અને અહીં જેને માટે કર ભરીએ છીએ એ લશ્કરોએ પણ એ લડતા હિંદીઓને મદદ કરી ન હતી. અહીં અમે જે ખંડણી ભરી રહ્યા છીએ, અને અહીં જે આર્થિક સહાયો આપી રહ્યા છીએ તે બધાનો લાભ જેને મળવો જોઇએ તેની આ હિંદીઓને મુદ્દલે સહાય સાંપડી ન હતી. આ છતાં પોતાના દેશની સરકારના લશ્કરની મદદ વિનાય એ હિંદીઓ ઝઝૂમ્યા, એમણે કારાવાસ વેઠ્યો, હદપારી વેઠી, અનેક જુલ્મો અને અપમાનો સહી લીધા. પોતાની કિંમતી અને વ્હાલી મિલકતો ગુમાવી દીધી. આ બધું બનતું હતું છતાંય હિંદ સરકાર ચૂપ હતી, પાર્લામેન્ટ ચૂપ હતી. કોઈ તરફથી કોઇ મદદ આ હિંદીઓને ન મળી. આવી લડતો જ પ્રજાનો અવાજ જગતને કાને અથડાવે છે. આ દેશની ભૂમિ પર પણ અમે આજ ક્રિયાનો આશરો લેવા માંગીએ છીએ, અને આમાં અમને તેમની મદદની જરૂર નથી. તેમ છતાં પણ અમે અમારી લડતોને અહીં પણ એટલા માટે ચલાવવા માંગીએ છીએ કે અમે અમારી સમક્ષનો આદર્શ મેળવીએ. એટલે જ હુ આ સભાગૃહ સમક્ષ ફરીથી કહુ છું કે યાદ રાખો કે, દક્ષિણ આફ્રિકા સંબંધે હિંદ સરકાર કે એમના પ્રતિનિધિઓ વિષે જેટલું ઓછું બોલવામાં આવે તેટલું સારું છે."

"હવે આપણે ઝાંઝીબારની વાત કરીએ. ઝાંઝીબાર નથી સંસ્થાન કે નથી વસાહત, પણ એ રક્ષિત પ્રદેશ છે. ઝાંઝીબારની સરકારે પોતે જ કબૂલ કર્યું હતું કે બ્રિટિશ સરકાર ગઈ તે પહેલાં ઘણા વખત અગાઉ હિંદીઓ ત્યાં જઇને વસ્યા હતા અને આ હિંદીઓએ ત્યાં ગોરાઓને એક માત્ર ઉદ્યોગને ઉભો કરવામાં સહાય કરી હતી. આ ઉદ્યોગ મોટામાં મોટો કૃષિ વિષયક પ્રદેશનો જાણે ઇજારો છે. આ ઉદ્યોગ તે લવંગનો ઉદ્યોગ છે. હિંદીઓની આવડત, તેમની કરકસર,

તેમનો ખત, તેમના પૈસા અને તેમના જ સાહસે આ ઉદ્યોગ ઉભો છે આ ઉદ્યોગના કારણે જ બ્રિટિશ સરકારે અમારી રક્ષા કરવા માટે એક એલચીને મોકલી આપ્યો હતો પણ આ એલચીએ તો અમારી હિંદની પ્રજાના રક્ષક બનવાને બદલે ત્યાંના હિંદીઓના હિતોના ખૂની બનવાનો ભાગ ભજવ્યો છે ત્યાંના અમારા આર્થિક હિતોને લાગવળગે છે ત્યાં સુધી ઝાંઝીબારના બ્રિટિશ પ્રતિનિધિની આવી અવસ્થા છે"

'શરમભર્યા ધારાઓ કેવી રીતે પસાર કરાયા તેની લાંબી હકીકતો આપી તમને હું કંટાળો આપવા માગતો નથી કારણ કે આ કાયદાઓને અને એ પસાર કરવાની રીતોને વર્ણવવા માટે બીજા કોઈ શબ્દો મારી પાસે નથી તમારી પાસે વળતા પગલા લેવાની કોઈક પ્રકારની તાકાત તો છે પરંતુ આ પગલાનો આશરો લેવાની સૂઝ હિંદ સરકારમાં છે? ૧૯૨૪ની સાલમાં પસાર કરાયેલા ધારા અનુસાર, હિંદ સરકાર અંકુશ મૂકી શકે એમ છે કે નહિ તેઓ ધારે તો કાયદાઓ કરી શકે એમ છે કે નહિ, તેની કાનૂનની દૃષ્ટિએ મે પૂર્ણ રીતે તપાસ કરી છે પણ હિંદ સરકાર તો કહે છે "પણ અમે રજુઆત કરી છે હું માનું છું કે તેઓ ભૂલી ગયા છે કે આવો ધારો હસ્તિમાં હતો અને આ સભાગૃહમાં, સભાગૃહના સભ્યોએ-જ તે પસાર કર્યો હતો સાચી વાત એ છે કે તેમને કંઈ કરવુ નથી કોઈ જાતના વળતા પગલા ભરવાની તેમની ઈચ્છા નથી અને કદાચ ઈચ્છા હોય તો મને કહેવા દો કે એનો અમલ કરવાની પણ તેમનામાં હિંમત નથી અને પોતાની આ અનિચ્છા કે આ નાહિંમત તેઓ ધારો નથી—' કે 'કોઈ માર્ગ નથી' એવા બહાનાઓ હેઠળ ઢુપાવવાનો જે પ્રયાસ કરે છે જે હવે તો બિલકુલ પડી ગયો છે આ માટે હવે તો ફક્ત શરમ અને દિલગીરી વ્યક્ત કરવા સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો નથી"

## હિંદી પ્રજાનાં કરવેરાનાં નાણાંનો દુરૂપયોગ શા માટે ?

[ વડી ધારાસભામાં બજેટની ચર્ચા પછી વધારાની ગ્રાંટો પરની ચર્ચામાં ભાગ લેવાના નિર્ણયની જાહેરાત કરતુ ભાષણ : ૧૯૩૮ ]

" પરિસ્થિતિ જોતાં એમ લાગે છે કે હિંદ માટેની જે માંગણીઓ કરવામાં આવી છે અને જેના ઉપર સભાગૃહમાં કાપની દરખાસ્ત મુકાઈ છે તેમ જ મતગણત્રી સાથે એમાંની કેટલીક પસાર પણ કરવામાં આવી છે, એમાં ત્રણ વિષય માટેની ગ્રાંટની માંગણીઓ ગેરહાજર હોય એમ લાગે છે. ગવર્નર જનરલના સ્ટાફ, એમનો રહેઠાણ ખર્ચ અને એમનું ભથ્થું, પરદેશ અને રાજદ્વારી ખાતા માટેની અને છેલ્લી બચાવખાતા માટેની. છેલ્લા બે ખાતાઓ માટેની ગ્રાંટ અંગે આજનું મારૂં નિવેદન છે એટલે કે પરદેશ અને રાજદ્વારી ખાતું અને બચાવખાતું છેક ૧૯૨૪થી થી સામાન્ય વહીવટ માટેની ગ્રાંટની માંગણીઓને સંખ્યાબંધ પેટા વિભાગોમા વહેંચી નાખવામાં આવતી હતી. આ પેટા વહેંચણીથી આ સભાગૃહને આ બે સરકારી ખાતાઓ અને એમના વહીવટ અંગે ચર્ચા કરવાની અને એ ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવવાની તક મળતી. એ ઘણી તાજુબીની વાત છે કે સરકારે આ વર્ષે આ નવો જ માર્ગ અખત્યાર કર્યો—જે કોઈ રીતે દેશના ધારા ધોરણને અનુસરીને લેવામા નથી આવ્યો. ૧૯૧૯ના હિંદી સરકારના ધારાની ૬૭ એ.ની કલમ જે તાજેતરમાં થએલા નવા ધારાની ૯મી કલમને બરોબર મળતી આવે છે તે જોતાં સરકારનું આ પગલું તદ્દન ગેરવ્યાજબી છે એ સ્પષ્ટ થઇ જશે. સાહેબ આ બીના વિસ્તારવાની મારી કોઇ ઇચ્છા નથી. પરંતુ એક રીતે કહીએ તો હકીકત પ્રમાણે હિંદી સૈન્ય એક કબ્જા સૈન્ય જ બની રહે છે. આ સૈન્ય અત્યારે અસ્તિત્વમાં છે. અને

એક આજ ભય પ્રત્યે મારા વિરોધમાં હોવા છતાં ઘણા ય માનનીય મિત્રોએ આંગળી ચીંધી છે. પરંતુ હું જાણું છું કે એનો કોઈ અર્થ નથી. કેમકે "કંઈ ભણવું નહિ અને કંઇ ભૂલવું નહિ"ની નીતિ તેમણે અખત્યાર કરી છે."

"એ તો સ્વીકૃત સત્ય છે કે આ સભાગૃહે 'લશ્કરના બજેટ' ઉપરની કાપની દરખાસ્તો પર ચર્ચા કરવાનું ચાલું રાખ્યું છે. આ ચર્ચામાં દેશમાં અતિ જરૂરી ણની ગએલો લશ્કરના હિંદીકરણનો શબ્દ, અને ઉડાઉ અને વધુ પડતા ખર્ચાળ કારોબારને પરિણામે કરનો લદાતો બોજો આવી જતા હતા..........જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટીએ સ્પષ્ટ અને નિર્ણયાત્મક રીતે જણાવ્યું છે તે મુજબ મધ્યસ્થ સરકારની મહેસુલની આવકનો સૌથી મોટો ભાગ ખર્ચમાં ઊડાવી દેવામાં આવે છે. અમારે માટે આ દુ:ખદ મુદ્દો છે, કેમકે અમે માનીએ છીએ કે સરકારી અમુક ખાસ ખાતાઓમાં અમારો પૈસો કરકસરથી અને વધુ યોગ્ય રીતે ખર્ચાવો જોઈએ. આટલા માટે જ અમે સરકારના કામમાં ભાગીદાર થઈ—એને લોકશાહી સરકાર કહેવડાવવાનું માન આપી શકતા નથી, કેમકે લોકશાહી તત્વોની સરકારી તંત્રમાં સંપૂર્ણ ગેરહાજરી છે. એ મુદ્દા પ્રત્યે અમે તમારું ધ્યાન દોરવા માંગી છીએ કે હાલમાં તેઓ જે દિશામાં જઈ રહ્યાં છે એ દિશામાં એક પછી, એક આગળ પગલાં ભરશે તો પછી એમાંથી અમારે માટે બચવાનો એક માત્ર માર્ગ આ સભાગૃહ ખાલી તેઓ કરી જવાનો રહેશે. અને તેથી મારા મિત્રોની સાથેની મંત્રણા પછી અમે એવા નિર્ણય પર આવ્યા છીએ કે, અંદાજપત્ર ઉપરની સામાન્ય ચર્ચામાં અમે ભાગ નહિ લઈએ, અને જ્યારે ગ્રાંટ માટેની માંગો રજુ કરવામાં આવશે ત્યારે એની ઉપરની કોઇ ચર્ચા સિવાય તેનો અમે વિરોધ કરશું. આથી નાણાંખીલ સમક્ષ, જ્યારે તે આવી પડશે તે સમય દરમ્યાન એનાં ભાવિની મર્યાદા બરોબર અંકિત થઇ ચૂકી

હશે. એટલે આ વિરોધ કે જે ફક્ત શબ્દોની રમત જ બનીને નથી રહેવાનો અને મને જણાવતાં આનંદ થાય છે કે જેને સભાગૃહના ચૂંટાએલા તમામ સભ્યોનો સાથ સાંપડી ચૂકયો છે તેને હું સભા સમક્ષ રજુ કરીશ."

"હિંદમાં ધારાસભા છે અને એ ધારાસભા વાઇસરોયની કારોબારીને અંકુશમાં રાખે છે એવું જગતને બતાવતા બંધારણની પોકળતા ઉઘાડી કરે એવી રીતે જે પ્રમાણે આપણી પાસેથી ગ્રાંટની માંગણી કરવામાં આવી છે તે ઉપર અમે અમારી વલણ શું છે તે સભાગૃહને અને જગતને બતાવવા માંગીએ છીએ. જગતને તેમજ આપણને સૌને આ સરકારી નીતિ અને તેના બંધારણની પોકળતાની જેટલી જલદી ખબર મળે એટલું વધારે સારૂં છે. હું આપને જણાવવાની રજા લઉં છું કે સરકારના વર્તાવે અમને અમારા સૌનો સારો જેવો વખત બચાવી લઇ એને બીજા કાર્યમાં વાપરવાની તક આપી છે. એવા કાર્યમાં અમારો સમય વપરાશે જેને માટે અમે અમારૂં જીવન જીવી રહ્યા છીએ. અને મને જણાવતા આનંદ થાય છે કે આવતી કાલથી ધારાસભાકીય કાર્યો જે ઉપર અમે અમારો મત આપી શકીએ તે કોઇપણ જાતની ચર્ચા વગર અમારી સામે રજુ કરવામાં આવશે તો અમે એના પર ફક્ત મતો જ આપી દઇશું. આ આખરી નિર્ણય છે. અમે અખત્યાર કરેલી આ નીતિમાં અમારા પક્ષે મોટું બળ છે અને હાલને માટે તો આ જ નીતિ ચાલુ રાખવાનું અમે ઠરાવ્યું છે. અને કદાચ જો કોઈ બાબતમાં અમારો અવાજ સાંભળવાનો ઈન્કાર કરવામાં આવે, મત આપવાના અમારા અધિકારની પણ ખુદ અવગણના થાય તો પછી જે નિર્ણય અમે કરવાનો નિશ્ચય કર્યો હતો તે નિર્ણય અમે આજે તો કરી નાંખ્યો છે."

## લશ્કરમાં હિંદીઓની ભરતીને ટેકો ન આપો.

[ મહાયુદ્ધ પ્રસંગે હિંદીઓની ફરજીયાત ભરતીને લગતા સરકારી બીલનો મહાસભાના સિદ્ધાંત અનુસાર વિરોધ કરતાં કરેલા ભાષણનો સાર : ૧૯૩૮ ]

"સરકાર તરફથી રજુ કરાએલા આ બીલમાં જે મુદ્દાઓ ઉભા કરવામાં આવ્યા છે એ માટે જે હેતુઓ અને કારણો ઉભા કરવામાં આવ્યા છે તે માટેની સામાન્ય રીતે અશક્ય હોવા છતાં જવાબદારી હું સરકારની સમજુ છું. બીલમાં રજુ કરાએલા મુદ્દાઓ ઉપર ચર્ચા કરવાની અને અભિપ્રાય આપવાની સભાની ફરજ બની રહે છે. આ બીલે એક એવો પણ મુદ્દો ઉભો કર્યો છે જે ઉપર મારા ધારવા મુજબ આ સભાએ મતગણત્રીથી પોતાનો ચુકાદો આપવો જ રહ્યો. આ મુદ્દો છે–ઈંગ્લાંડ જેની આશા રાખે છે યા તો જેમ. સડોવાવાનો તેને ભય છે તે યુદ્ધમાં હિંદી જનતાએ લેવાના વલણ ઉપરનો સભાનો ફેંસલો"

"સૌથી પહેલાં તો અમે નાગરિક સ્વાતંત્ર્યના હકના સિદ્ધાંત—જે અમારી માન્યતા મુજબ બ્રિટિશરો માટે તો ફકત મૌખિક સિદ્ધાંત જ રહ્યો છે, તે પર આ બીલનો અમે વિરોધ કરીએ છીએ...આમાં જો એમના કહેવા મુજબ કોઈ જોહુકમી નથી અને મેં કહ્યું છે તે પ્રમાણે તે છે પણ નહિ, પણ આ તો એક એવી કમનસીબ હકીકત છે કે હવે દેશમાં જે થોડું ઘણું પણ વ્યક્તિ સ્વાતંત્ર્ય રહ્યું છે તેનો સરકારી નીતિના ટેકેદારો આ સભા સમક્ષ આવીને ભોગ આપવાની ત્યાગ કરવાની વાતો કરે છે "સિદ્ધાંતોની બેપરવા

નથી" "એ સામે હું હસી કાઢી શકું છું"–"હું તો વાસ્તવવાદી માણસ છું." આ બધું કહેતા અને જેમની ખુદની પાસે જ કંઈ નથી તેવી આ પ્રશ્ન પર પ્રકાશ ફેંકવાના ફાંફા મારતા ખાનબહાદુર જેવી વ્યક્તિઓને હું વાસ્તવવાદી નહિ, તકવાદી કહીશ. અને તેથી જ આપણને જ્યાં સુધી લાગેવળગે છે. ત્યાં સુધી ખાનબહાદુરની સરતી લાલચ કે માનનીય ગૃહસભ્ય મી. મેક્ષવેલની રમુજભરી લાગતી વાતો આપણને સિદ્ધાંત પર રચાએલા આપણા હક અને સ્વમાનની આપણી નીતિથી જરાયે ચળાવી શકશે નહિ. યુદ્ધ તો આ પહેલાં પણ લડાઈ ચૂકયા છે અને ત્યારની હિંદી સરકારો હિંદની પાસેથી આવા પ્રકારની મદદ ન મેળવે એટલી અકકલહીન કે નાકાબેલ ન હતી. મને લાગે છે અને થોડાક જ દિવસો પહેલાં એક અમલદારે સરકારના આ સુચિત પગલા ઉપર ટીકા કરતા જણાવ્યું હતું તે મુજબ સરકારના કેટલા લશ્કરી અને નાગરિક કારભારીઓ એવી માન્યતા સેવી રહ્યા છે કે દમનનો આકરો કોયડો વીઝયા પછી શાસિત પ્રજા પાસેથી વફાદારીનો જામ વધુ ઝડપથી અને વધુ સહેલાઈથી પી શકાય છે. આ બધામાં મારે તો એટલું જ કહેવાનું છે કે સરકારની આ બેવકૂફી છતાં ય જો આપણે જે વિગ્રહની ધારણા રાખીએ છીએ તે યુદ્ધમાં ઝંપલાવવાની હિંદની પ્રજાના આદર્શોને ફરજ પડશે તો સરકારને સહેલાઈથી હિંદની મદદ સાંપડી જશે. ...બાકી મને તો લાગે છે કે એવો કોઈ ધારો હોય જેથી હિંદને હંમેશને માટે ગુલામ રાખવાની દાનત સેવતા બ્રિટનને માટે લડાતા યુદ્ધમાં હિંદીઓની ફરજિયાત ભરતી અટકાવી શકાય તો ઘણું યોગ્ય થઈ પડે."

"એ પક્ષના મારા મિત્રોને હું વિશ્વાસ આપું છું કે તેઓ ગમે તેવો ધારો બનાવી શકે, પરંતુ તેમને જે હક ભોગવવો છે તેમા તેઓ મારો ટેકો નહિ જ મેળવી શકે ..હા, જો આપણે

બળ, ધાકધમકી કે કોઈ પ્રકારની લાલચ વગર હિંદી લશ્કર રચી શકીએ–એમને એમ કહીને કે જે લશ્કર સંપૂર્ણ હિંદી નથી અને જે હિંદના રક્ષણ માટે નિર્માએલું નથી એમાં ન જોડાવ–તો મને લાગે છે કે જિંદગીનું પરમ ધ્યેય તે દિનસે આપણે મેળવી લીધું હશે. એટલે જ તમે જે ભય સેવો છો એ મૂર્ખાઈ છે. 'જો આ બીલ પસાર નહિ થાય તો કોઈ દિવસ હિંદી લશ્કર ઊભું નહિ થાય એમ જો તેઓ કહેતા હોય તો તમે સત્તાને કહી દો કે ' તો એવા હિંદી સૈન્યની હિંદને જરૂર પણ નથી. પરંતુ આપણે એ જ રીતે દરેક વસ્તુને જોતા આવ્યા છીએ. સિદ્ધાંતને આપણે સદાય મહત્વ આપ્યું છે અને સાચી રીતે મહત્વ આપ્યું છે."

"બીજી એક વાત એ છે કે આ બીલ તપાસતા હું મારી જાતને પૂછું છું કે આ બીલ શા માટે રજુ કરવામાં આવ્યું છે? સભાની નાની એવી બહુમતીથી પસાર કરાવીને આ બીલ દ્વારા તમે શું જગતને એમ કહેવાની ધારણા રાખી છે કે આવતા સામ્રાજ્યવાદી વિશ્વવિગ્રહના દાવાનળમાં હિંદ તમારી પડખે છે? આજ એક હેતુ માટે તમે આ બીલ રજુ કર્યું છે કે પછી હિંદના દેશભક્તોની જનતા ઉપરની વ્યાપક બનતી જતી લાગવગ તમને અકળાવી રહી છે? યા તો તમારે બાકીની દુનિયામાં હિંદ વિષે ઊંધો અભિપ્રાય વહેતો કરવો છે? બીલ રજુ કરવા પાછળની સાચી દાનત શું છે તે જાણવાને હું ઉત્સુક છું. આ બંનેમાંથી એક પણ મદાર પર જો તમે રમત માંડી હોય તો મને કહેવા દો કે તમે અંતે ખોટા ઠરશો. આજે મારી પાસેથી સાંભળી લો કે તમારો હેતુ ખુબ જ સંકુચિત છે. જનતા ઉપરની અમારી લાગવગ અને અમારી તાકાતનો તમને પરિચય છે. અને આજ કારણથી તમે કહો છો " ચર્ચા કરવી એ ગુન્હો છે"–તમારે માટે એ ગુન્હો હશે. અમારે માટે તો એ ગૌરવનો વિષય છે. એ રીતે આ દેશની આઝાદીની માંગણી કરવી એ પણ એક વખત ગુન્હો ગણાતો હતો. સદ્‌ભાગ્યે છેલ્લા પચીસ વર્ષથી

એ ગુન્હો ગણાતી અટકી છે. અને એનું કારણ એ નથી કે 'આઝાદીની અમારી માંગણી ગુન્હો લેખાય એ તમને નથી ગમતું, પણ એનું કારણ એ છે કે હવે ગુન્હો કહેવાની તમારામાં હિંમત નથી રહી. અને આજ કારણથી, પછી ભલે આ ધારાસભામાં વિરોધ કરનાર હું એકલો જ સભ્ય હોઉં તો પણ આ બીલ ને સંમતિ નહિ જ આપું. મારા કોઇ મિત્રો એવી ભ્રમણામાં રખે અટવાય કે 'આ ધારો નહિ હોય તો સંપૂર્ણ હિંદી લશ્કર કદી અમલમાં નહિ આવે' અને તેથી પણ આપણે બીલને ટેકો આપવો જોઇએ; એ એક એવી ભ્રમણા છે જે તમારા મનમાં રહેલા પૂર્વગ્રહોએ ઉભી કરી છે. એ એક એવી દલીલ છે જે તમે સમજી નથી શકતા છતાંય એ જ એક દલીલ છે જે વડે તમે તમારા આત્માને છેતરી શકો છો, તમારા આત્માને ગુલામ બનાવી શકો છે અને વિરોધને માફી આપી શકો છો ! પરંતુ હું એમ ન કરી શકું. હું તો મારા આ મંતવ્ય પર અણનમ ખડો છું. કે એક માનવી તરીકે જેઓને કોઇ પણ કાર્ય ન કરવાની છૂટ છે તે ન કરવાની મારા માણસોને મારી તમામ શક્તિથી સમજાવવાનો મને અધિકાર છે. તમારા ૨૫ રૂપિયા સ્વીકારીને જે લડાઈમાં એ નથી માનતો એ યુદ્ધમાં એનું માથુ મુકવાનું સાહસ કરવાને એ બંધાયેલો નથી."

એક સભ્ય : ૧૮ રૂપિયા.

"ગમે તે હોય, રકમ મહત્વનો મુદ્દો નથી. તમારા મગજમાં અત્યારે આવતા યુદ્ધમાં હિંદી માથા વધેરવાની ફિકર જાગી છે. તમારી નજર ૧૨, ૧૩ કે ૧૪ લાખની સંખ્યાના સૈન્ય ઉપર મંડાઈ છે. પરંતુ સાંભળી લો કે ૧૯૩૮નો હિંદ એ ૧૯૧૩ કે ૧૯૧૪નો હિંદ નથી રહ્યો. એનું માનસ હવે પલટાયું છે. તમે વિજય મેળવો— તમારો દુશ્મન પરાજીત થાય, પણ એ સારુ અમારે તમને શા માટે મદદ કરવી જોઈએ? અને તે પણ વ્યક્તિ સ્વાતંત્ર્યના સિદ્ધાંતનો ભોગ આપીને ? "

"એક વધુ વાત કરીને હું મારું પ્રવચન પૂરું કરીશ. એક વાત સ્પષ્ટ છે કે આ બીલ આવતા યુદ્ધની આગાહી કરે છે. આવા યુદ્ધના ભાગીદાર થવા હવે અમે માંગતા જ નથી. કારણ કે હવે અમને ભાન થઈ ગયું છે કે 'સામ્રાજ્ય' જુદા જ ધ્યેયો અને જુદા હેતુઓ માટે ઊભું છે, જેના વર્ષોથી અમે ભોગ બની ચૂક્યા છીએ. હું એમાંનો એક નથી જેઓ બ્રિટનની આ ગુલામીમાં કાયમ પડી રહેવા માંગતા હોય. કેમકે મારા એક મિત્ર કહે છે: "ઓહ! બ્રિટન માટે સતત ઝૂકવું એ મને માન્ય છે.' 'માણસ' તરીકે જીવતા હવે અમને આવડી ગયું છે. કોઈ સંજોગોમાં હવે આપણે આપણી ગુલામીને ન્યાયી ઠરાવી શકીએ—કે એ માટેના બહાના શોધી શકીએ નહિ. આ જ એક ફક્ત દલીલના જોર પર આ સભાગૃહના સર્વ માનનીય સભ્યોને હું અપીલ કરું છું કે સંજોગોનું બહાનું કાઢી તમે બીલની તરફેણ રખે કરતા. આ બીલની તરફેણ કરનાર હિંદનું સ્વાતંત્ર્ય વેચશે અને હિંદના જન્મસિદ્ધ હકને દગો દેશે."

## ગાંધીયુગની ગુજરાતી ભાષા અને એનાં બળો

[ સને ૧૯૩૧માં નડીઆદમાં મળેલી દસમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણનો સારભાગ. ]

"જે ભાષા લોક સમસ્તનાં વિચાર તેમજ વર્તન સાથે પૂરતો જીવંત સંબંધ ધરાવતી નથી, તે ભાષા લૂખી, નગણી અને પ્રયોજન વિનાની છે, એ ભાષાનો કંઈ અર્થ નથી. ભાષા તો એ કે જેને આખી પ્રજા સમજી શકે. જે ભાષા પ્રજાના વિચાર, વર્તન, પ્રજાના સુખદુઃખ, પ્રજાના આનંદ ઉત્સવ, પ્રજાના સમાજ જીવનથી જેટલી અળગી રહે એટલી નકામી અને એટલી નિર્જીવ છે. અને

જેટલા જ પ્રમાણમાં તેની નિષ્ફળતા છે. ભાષા એ સકળ લોકની વાણી છે. ભાષા દ્વારા જ સકળ લોકનો જીવન વ્યવહાર ચાલે છે. જે ભાષામાં પ્રાણ ન હોય એ ભાષાનું પ્રયોજન શું? જે ભાષા લોકજીવનને ઉત્તેજે, લોકજીવનને બળ આપે, એનામાં વિચારની વૃદ્ધિ કરે અને ધીમે ધીમે ઉચ્ચ માર્ગે જવા પ્રેરે અને જેમાં લોકજીવનનો સારો ઉદ્દેશ સમાઈ જતો હોય તે જ સાચી ભાષા તે જ લોકોપયોગી ભાષા, તે જ એક વ્યહવારની ભાષા અને તેનું જ નામ ખરી ભાષા."

"જે દશબાર વર્ષમાં ગુજરાતને સારે નસીબે એવી સુંદર ભાષા સાંપડી છે, હું તો હિમ્મતજોર આ જમાનાને ગાંધીયુગ કહું છું. હું જાણું છું કે હું આ નામ આપું છું તે સાહિત્યની દુનિયામાં કેટલાકને ખૂંચશે. પણ સાહિત્યની દુનિયા કંઇ લોક જગતથી જુદી તો નથી જ અને ન હોવી જોઈએ, અને હોય તો એ ઉપયોગ વિનાની અને દાંભિક છે. બે પાંચ વર્ષના નાનકડા ગાળાને યુગો કે પેઢીઓનાં નામ જેને આપવાં હોય, તે ભલે આપે. પણ તેમને ગુજરાત અને ગુજરાતી સાહિત્યને નામે જ આવો દાવો કરવાનો અધિકાર નથી."

"ગયા યુગ ગમે તે હોય આજે તો એક જ યુગ છે. અને તે ગાંધીયુગ. જે જમાનાએ લોકોના આચારવિચાર, રહેણુકરણી એ સૌને પલટાવી નાંખ્યા, જે જમાનાએ લોકોમાં વીજળીના વેગે જાગૃતિ આણી, લોકોની ધર્મની અને કર્મની ભાવનામાં પલટો આણ્યો એને યુગ નહિ કહીએ તો શું કહીશું? હજી તો એ યુગનો આરંભ કાળ છે. હજી તો કેટકેટલા પલટા થશે—થયા કરશે. આ બેસી ચૂકેલા યુગ તરફ જેમને આંખમિંચામણાં કરવા હોય તે ભલે કરે; પરંતુ આજે નહિ તો કાલે આ યુગને યુગ તરીકે તેમજ એ યુગના પ્રેમાવતાર મહાત્મા ગાંધીને એ યુગના નેતા તરીકે સ્વીકાર કર્યા વિના છૂટકો જ નથી. પછી ભલે તે સાહિત્યની દુનિયા હોય કે બીજી કોઈ."

સાથે કામ કર્યું છે. અને ઈશ્વરકૃપાથી એમાં સફળતા સાંપડી. એ વખતે થોડા સત્ય અને અહિંસાથી લડ્યા. અને છેવટે એની સામે સરકારને નમતું આપવું પડ્યું હતું. સરકાર હારી હતી—જનતા જીતી હતી."

"કોંગ્રેસ ૬૦ વર્ષથી હિંદની આઝાદી માટે લડત ચલાવી છે. પણ હવે લડવાનો વખત નહિ આવે. દુનિયાની હવા હવે બદલાઈ છે. કોઈ દેશ હવે બીજા દેશની ગુલામી હેઠળ ભૂખ્યો નહિ રહે. આઝાદી માટે જેમ જર્મની કે [illegible] સામે લડી શકાય છે. તેમ ગુલામ દેશની જનતા સ્વતંત્રતા માટે લડત ચલાવે એને ગુન્હો ગણવો એ ગલત છે. નાનપણમાં ઘણીવાર પ્રલયની વાતો સાંભળતો અને સમજતો. પણ અણુબોમ્બ આવ્યા પછી હવે આપણને સાચો ખ્યાલ આવવા ગયો છે. બીજો વિગ્રહ થશે ત્યારે દુનિયા કેમ જીવતી રહેશે તે કલ્પી શકાતું નથી.' જાણી ચૂક્યા છે. આપણા લોકો આઝાદી પછી આપણી કાબેલિયત અને આપણી શિસ્ત દુનિયાને દેખાડી દેશે. આપણા કુશળ કારભારથી જગતની પ્રજાઓને હિંદીઓની શક્તિનું ભાન કરાવશે એવી મને ખાત્રી છે."

"આઝાદ હિંદ સેનાનો આ કેસ દુનિયા સામે લાવવાની કોઈ જરૂર ન હતી. પરંતુ હિંદના સ્વાતંત્ર્યની ભાવના કેટલી પ્રબળ બની છે—દેશની આઝાદી માટેની તમન્ના કેટલી તીવ્ર બની છે, તેમજ તેઓ રાજ્યનો કારોબાર ચલાવવા કેટલી લાયકાત ધરાવે છે તે સર્વ આ કેસથી દુનિયાએ જોઈ લીધું છે. નેતાજી શ્રી. સુભાષચંદ્ર બોઝે સ્થાપેલી આઝાદ હિંદ સરકારના જે કાગળો મેં જોયા છે—અને અદાલત સમક્ષ રજુ કર્યાં છે તે પરથી મારું ઉપર્યુક્ત કથન પુરવાર થઈ જાય છે."

"શ્રી. સુભાષબાબુએ ૫૦ હજાર સૈનિકો ઉભા કર્યા, અને તેમને કહ્યું " તમે મને લોહી આપો, હું તમને આઝાદી અપાવીશ." નેતાજીએ અને આઝાદ હિંદ સરકારની તેમની પલટને ભલે તે માર્ગ અખત્યાર કર્યો હોય, પરંતુ તેઓ લડયા હતા તો માત્ર હિંદની આઝાદીની ખાતર જ. કેપ્ટન મોહનસીંગે આ ૫૦ હજાર સૈનિકો સમક્ષ જ્યારે તેમની તૈયારી વિષે પૂછ્યું ,ત્યારે એક અવાજે તે તમામે તે જ ક્ષણે જણાવી દીધું હતું કે એક કે 'બીજી રીતે ગુલામ રહેવા કરતાં દેશની આઝાદી માટે અમે મરી ફીટવા તૈયાર છીએ' ૪૦ થી ૫૦ હજારની આ આઝાદ હિંદ સેના, બ્રિટીશ દળોથી બહાદુરીમાં કે કાબેલિયતમાં કોઈ રીતે ઉતરે એવી ન હતી. નેતાજીના આ કાર્યે જગતને બતાવી આપ્યું છે કે, હિંદીઓમાં પણ બુદ્ધિ અને શક્તિ છે. આ શક્તિ જે ગુલામીના બંધન હેઠળ દબાઈ રહી હતી તે આવા સંજોગોમાં આ રીતે બહાર આવી."

"આઝાદ હિંદ સરકારની સ્થાપના, જુદા જુદા અન્ય રાજ્યોએ એના અસ્તિત્વનો કરેલો સ્વીકાર, પદ્ધતિસર અને સશક્ત આઝાદ હિંદ સેના અને આ સેનાએ સાથી સૈન્ય સામે આપેલાં યુદ્ધો, આ બધાને આંતરરાષ્ટ્રીય કાનૂનો અને યુદ્ધ સમયના નિયમો લાગુ પાડતા તેને જગતની કોઈપણ અદાલત સમક્ષ ન્યાયી અને વ્યાજબી ઠરાવી શકાય. આ લોકો વિજયી બને કે ન બને પણ આંતરરાષ્ટ્રીય કાનૂન હેઠળ તેમને લડવાનો અધિકાર છે. જો કાયદામાં આવી જોગવાઈ ન હોય તો પછી કોઈ મુલક–કોઈ રાષ્ટ્ર પોતાને આઝાદ કરી જ ન શકે......"

"......જ્યારે હું, કેપ્ટન શાહનવાઝ અને તેમના સાથીઓને મળ્યો ત્યારે તેમણે મને કહ્યું " ભાઈજી, દેખો, ઈસમેં ઈજ્જત કા સવાલ હૈ, જીંદગી કા નહીં. અમે કોહિમા સુધી આવી પહોંચ્યા

હતા. એમાં હજારો સૈનિકો મરી ચૂક્યા હતા; હજી ન મરી શકીએ એમાં શી નવાઈ છે? હવે તો ફક્ત જીવનનો સવાલ છે." જીવન સાથે એમને કોઈ પ્રેમ નથી. એમને પ્રેમ છે, જીવનના એક માત્ર ધ્યેય માટે અને એ ધ્યેય કે દેશને ચિરંતની જંજીરમાંથી મુક્ત કરવાનું. આઝાદ હિંદ સેનાના આ અધિકારીઓએ મરણનો કદીય વિચાર જ કર્યો નહોતો. તેઓ તો ઈચ્છતા હતા કે બહેતર છે કે આપણે મરી જઈએ. જેથી આપણા ગુલામ દેશબાંધવોને ખ્યાલ તો આવે કે આપણે એક યા બીજી રીતે રાષ્ટ્રની મુક્તિને માટે મરી જાણીએ છીએ."

"આ લોકો કોઈ સ્વાર્થ માટે—જીવનની કોઈ લાલચ માટે આ ઝાદ સેનામાં જોડાયા ન હતા. ખાસ ખાઈને એમને દુશ્મનોનો મુકાબલો કરવાનો હતો. આ સેનામાં ૩ લાખ સૈનિકોને જોડવાનો તેમનો ઈરાદો હતો. આપણા દેશબાંધવો જો આટલી જ્વલંત શ્રદ્ધા ઊભી બનાવી શકે કે આટલી કુરબાની આપી શકે છે, તો પછી આઝાદી માટે કઈ વાતની જરૂરત રહે છે?"

". . . અંતમાં આ સ્થાને મને આ રીતે માન આપવા બદલ હું મુંબઈની જનતાનો અત્યંત આભાર વ્યક્ત કરું છું. જે જિંદગી હવે બાકી રહે છે એ થોડા દિવસોમાં પણ દેશની અને દેશની જનતાની ખિદમતમાં, એની સેવા માટે સદાય તત્પર રહીશ એ જ એક માત્ર આશા......"

[ સમાપ્ત ]